પાંચમી આવૃત્તિ. કૉપીરાઇટ.

બહોળો ફેલાવો પામેલી.

અને વિદ્યાર્થિને વિશેષ ઉપયોગી—

# ભરતખંડની ભૂગોળ વિદ્યા.

પુરૂષોત્તમ કહાનજી ગાંધી.

લીંબડી—કાઠિઆવાડ.

Ahmedabad "Union" Printing Press.

મૂલ્ય-સવા બે આના.

સામટી રાખનારને સસ્તે ભાવે.

**भला माणस, नीचे जरा नजर तो कर !**

---

# કાઠિયાવાડ ઇલાકાની ભૂગોળ વિદ્યા.

થોડાજ મહિનામાં એની બીજી આવૃત્તિ પણ ખલાસ થવા આવી. હવે તો અલ્પ મૂલ્ય લેઇને લૂટાવીએ છીએ! ખરીદવાથી ખરી ખાતરી થશે. એક રૂપિઆની અઢાર પ્રત, પોસ્ટેજ માફ. શું જોઈ રહ્યાછો? એકદમ કૂદી પડો કાઠિયાવાડીઓ! "કાળી ચૌદશ ને દીતવાર" કાંઈ ફરી ફરીને મળતાં નથી. શેઠની શીખામણ ઝાંપા સુધી!

**પુરૂષોત્તમ કહાનજી ગાંધી, લીંબડી-કાઠિયાવાડ.**

---

# મુંબાઈ ઇલાકાની ભૂગોળ વિદ્યા.

## ગુજરાતના ઇતિહાસ સાથે.

જુઓ તો ખરા મારા સાહેબ, એની તો **નવમી આવૃત્તિ** પ્રગટ થઈ ચૂકી. પૂરેપૂરો ઇતિહાસ દાખલ કરવાથી **"એક પંથ દો કાજ"** સરખું થયુંછે. આ ચોપડીની સિફારસ કરવાની અમારે હવે ગરજ નથી. **નવમી આવૃત્તિ** એ શું નાની સૂની સાબિતી છે કે? એક રૂપિઆની રાખો તો તેર પ્રત. બે રૂપિઆની ચૌદ પ્રત મુજબ, ત્રણ રૂપિઆની રાખો તો પંદર પ્રત મુજબ અને ચાર રૂપિઆની રાખો તો સોળ પ્રત મુજબ. પોસ્ટેજ માફ. કેમ હવે રાજી? **જો મંગાવશો તો જાણીશું કે રાજી! નહીંતર કરાજી!!**

**પુરૂષોત્તમ કાહાનજી ગાંધી, લીંબડી—કાઠિયાવાડ.**

---

☞ પુરૂષોત્તમ કહાનજી કૃત

# ભરતખંડની ભૂગોળ વિદ્યા.

આપણી પૃથ્વી ગોળ દડા જેવી છે. પૃથ્વી ઉપર મુખ્ય જમીન અને પાણી છે. આખી પૃથ્વીના ત્રણ સરખા ભાગ કરીએ તો તેમાંના બે ભાગ પાણી અને એક ભાગ જમીન છે.

### જમીનના મોટા ભાગ.

આપણી પૃથ્વીના બે ગોળાર્ધ છે. ૧ પૂર્વગોળાર્ધ (જૂની ભૂમી), અને ૨ પશ્ચિમ ગોળાર્ધ (નવીભૂમિ; એ બંને ગોળાર્ધમાં જે જમીન આવેલી છે, તેના ચાર મોટા ખંડ પાડેલા છે તેનાં નામ—૧. **એશિઆ**, **૨. યુરોપ**, **૩. આફ્રિકા**, એ ત્રણે જૂની ભૂમિમાં છે; અને **૪. અમેરિકા**, એ નવી ભૂમિમાં છે એ ચાર વિના એક પાંચમો મોટો ભાગ **ઑસ્ટ્રેલિયા** કરીને એશિયાની અગ્નિ ખૂણમાં એક બેટ છે તે તથા તેની આસપાસના બીજા ઘણા દ્વિપો મળીને ઓશિઆન્યા કહેવાય છે. ( એને પાંચમો ખંડ કહીએ તો ચાલે. )

### પાણીના મોટા ભાગ.

જમીનની પેઠે પાણીના મોટા ભાગ પણ પાંચ છે, તે દરેકને મહાસાગર કહે છે તેનાં નામ—૧. પાસિફિક, ૨. આટલાંટિક, ૩. હિંદી, ૪. ઉત્તર, ને ૫ મો દક્ષિણ મહાસાગર છે.

### એશિઆ ખંડ.

જમીનના જે પાંચ મોટા ખંડ ઉપર કહ્યા, તેમાંનો સૌથી મોટો ને જૂનો ખંડ એશિઆ છે. એ ખંડમાં આપણે વસીએ છીએ. તેના બાર દેશ છે.

| | | |
|---|---|---|
| ૧ ભરતખંડ કે હિંદ. | ૩ બલુચિસ્તાન. | ૫ અરબસ્તાન. |
| ૨ અફગાનિસ્તાન. | ૪ ઇરાન. | ૬ તુર્કસ્તાન. |

| | | |
|---|---|---|
| ૭ તાતાર. | ૯ હિંદી ચીન. | ૧૧ એશિયાઈ રૂશિયા. |
| ૮ ચીનાઈરાજ્ય. | ૧૦ જાપાન. | ૧૨ સિંહલદ્વિપ કે લંકા. |

એમાંના પેહેલા દેશ ભરતખંડમાં આપણે રહીએ છીએ.

## ભરતખંડનું સામાન્ય વર્ણન.

આપણો મુંબાઈ ઈલાકો, તે આ ભરતખંડનો એક ભાગ છે.

**ભરતખંડનાં બીજાં નામો**—હિંદુસ્તાન, હિંદ, હિંદીદ્વિપકલ્પ, આર્યાવૃત્ત, ભારતભૂમિ, ભારતવર્ષ અને ઈંડિયા.

**સિમા**—ભરતખંડ એ મોટો ત્રિકોણાકાર દ્વિપકલ્પ છે. એની ઉત્તરે હિંદુકુશ, કારાકોરમ, હિમાલય પર્વત, ટિબેટ ને તાતાર દેશો છે; પશ્ચિમે સુલેમાન, હાલાપહાડ, અફગાનિસ્તાન અને બલૂચિસ્તાન છે; નૈરુત્યકોણમાં અરબીસમુદ્ર; દક્ષિણે હિંદી મહાસાગર; અને અગ્નિખૂણમાં હિંદી મહાસાગર તથા બંગાળાનો ઉપસાગર; અને પૂર્વમાં સિયામ અને ચીન આવેલોછે.

**વિસ્તાર**—કાશ્મિરથી કન્યાકુમારી ભૂશિર સુધી લંબાઈ ૧૯૦૦ માઈલ ને સિંધથી આસામ સુધી પહોળાઈ ૧૮૦૦ માઈલ છે. આખા દેશનું ક્ષેત્રફળ ૧૮૮૫૦૦૦ ચોરસ માઈલ છે.

**વસ્તી**—આખી દુનિયામાં વસ્તીમાં પેહેલે નંબરે ચીન, અને બીજે નંબરે ભરતખંડ છે. બ્રહ્મદેશ સુદ્ધાં તેમાં સાડીપચીશ કરોડ માણસો વસેછે.

**મોટા કુદરતી ભાગ**—ભરતખંડના મોટા સ્વાભાવિક ભાગ બે છે. ૧ હિંદુસ્તાન (ઉત્તર હિંદુસ્તાન) અને ૨. દક્ષિણ કે દખણ (દક્ષિણ હિંદુસ્તાન) છે. એ બે ભાગોની વચ્ચે વિંધ્યાચળ પર્વત ને નર્મદા નદી છે.

**ઉત્તર હિંદુસ્તાનના મોટા કુદરતી ભાગ**—૭ છે. ૧. હિમાલયની તળેટીનો ઢળતો પ્રદેશ, ૨. સિંધુ નદીનો પ્રદેશ, ૩. રેતીનું રણ, ૪. મધ્ય હિંદુસ્તાનનો અને રજપૂતસ્તાનનો ઊંચો પ્રદેશ, ૫. ગંગાનો પ્રદેશ અને ૬ ઠો બ્રહ્મપુત્રાનો પ્રદેશ.

**દક્ષિણના મોટા કુદરતી ભાગ**—ચાર છે. ૧. નર્મદાનો પ્રદેશ, ૨. શુદ્ધ દક્ષિણ, ૩. પૂર્વકાંઠાનો નીચાણનો પ્રદેશ અને ૪. પશ્ચિમકાંઠાનો નીચાણનો પ્રદેશ.

**મુખ્ય પર્વતો**—૧. હિમાલય એ દુનીઆમાં સૌથી ઊંચો છે. ૨. શિવાલિક, ૩. સાતપૂડો, ૪. વિંધ્યાચળ, ૫. સંહ્યાદ્રિ (પશ્ચિમઘાટ) ૬. પૂર્વઘાટ, ૭. હાલા, ૮. સુલેમાન, ૯. કારાકોરમ, ૧૦. અરવલી, ૧૧. કૈમૂરના ડુંગર, ૧૨. આબુ, ૧૩. ગિરનાર, ૧૪. મીઠાના ડુંગર, ૧૫. મહાદેવના ડુંગર અને ૧૬ મો નીલગીરી.

**હિમાલયનાં શિખરો**—૧. એવરેસ્ટ (ગૌરીશંકર) એ સૌથી ઊંચું (૨૯૦૦૨ ફીટ) છે ૨. ધવલાગિરિ, ૩. કાંચનગંગા, ૪. ચામલારી, ૫. જન્મોત્રી, ૬. ગંગોત્રી અને ૭ મું કૈલાસ.

**મુખ્ય નદીઓ**—૧. **બ્રહ્મપુત્રા**, ૨. **સિંધુ**, એ બે નદ કહેવાય છે. ૩. ગંગા, ૪. ગોદાવરી, ૫. કૃષ્ણા, ૬. કાવેરી, ૭. મહા, ૮, ઇરાવતી; એ આઠે નદીઓનાં મૂખ આગળ ત્રિકોણ પ્રદેશ થાય છે; એ વિના જમના, નર્મદા, તાપી, ગોગરા, ચંબલ, બેટવા, સતલજ, ચીનાબ, સોન, ભાગિરથી, પ્રાણહિતા, તુંગભદ્રા, રાપતી, પનાર, ભીમા, સરસ્વતી, સાબરમતી, બનાસ, લુણી, ઝેલમ, રાવી, બીઆસ, ગોમતી, ગંડકી, કૌશકી, હુગલી, ક્ષિપ્રા, માંજરા, પેનગંગા, વાઇનગંગા, સુવર્ણરેખા અને વૈતરણી વગેરે ઘણીજ છે.

**પવિત્ર નદીઓ**—૧. બ્રહ્મપુત્રા, ૨. સિંધુ, ૩. ગંગા, ૪. ગોદાવરી, ૫ કૃષ્ણા, ૬ જમના, ૭. નર્મદા, ૮. સરયુ, (ઘોગરા) ૯. ભાગિરથી, ૧૦. ગોમતી, ૧૧. તાપી અને ૧૨ મી સરસ્વતી વગેરે.

**સરોવર**—૧. બુલર, ૨. સાંબર, ૩. ચિલકા, ૪. કોલર, ૫. પુલિકાટ, ૬. લુનાર અને ૭ મું મંચર, એ ખારાં છે; એ વિના ઢેબર તે મીઠું છે.

**ભૂશિર**—૧. દ્વારકાં, (જગત્‌પોઇંટ), ૨. દીવ, ૩. રામસ, ૪. કન્યાકુમારી, ૫. પાલમયરા, ૬. નેઆઈસ, ૭ માંજ (કરાંચી આગળ) ૮.

પોઈંટદીગાલ, ૯. પોઇંટપેડ્રો અને ૧૦ પોઇંટ કાલીમેર.

**અખાત**—૧ કચ્છનું, ૨. ખંભાતનું, ૩, મનારનું, ૪. બાલાસારનું, ૫. માર્ટાબાનનું, ને ૬. પોઇંટિ પાલમૈરા **ઉપસાગર**—બંગાળાનો.

**દ્વિપો—લંકા** (સિંહલદ્વિપ) એ બેટ ઇંગ્રેજ સરકારને તાબે છે પણ તે ભરતખંડના ગવરનર જનરલને તાબે નથી. મહારાણી તરફથી ત્યાં જુદો ગવરનર રહે છે. લંકાના મધ્યભાગમાં દેશી રાજા રાજ કરેછે, તેની રાજધાની કાંદી છે, એ રાજા ઇંગ્રેજની આજ્ઞામાં છે. કોલંબો, ગોઇંટદીગાલ, ત્રિકોમાલી ને પોઇંટપેડ્રો એ મુખ્ય બંદરો છે, તે ઇંગ્રેજ સરકારને તાબે છે. **નદીઓ**—મહાવીલીગંગા, કાવાનીગંગા ને કાલુગંગા વગેરે. ત્યાં બૌદ્ધ ધર્મ ચાલે છે પેદાશમાં તેજાના, હાથીદાંત, મોતી વગેરે છે. ૨ **આંદામન બેટ** છે એનું મુખ્ય શેહેર પોર્તબ્લેર કરીને બંદર છે ત્યાં હાલ ગુન્હેગારને કાળે પાણીએ મોકલેછે. એ વિના **નિકોબાર, લક્ષદીવ, માલદીવ, મનાર, રામેશ્વર, રામરી, ચેદુબા, સંડોવે, શાહાપુરી, સાષ્ટી, વસઈ, ધારાપુરી, કરંજે, મરગ્વીબેટનું ટોળું** વગેરે બેટો છે, તે બધા ઇંગ્રેજ સરકારને તાબે છે, ને લંકા સિવાયના બધા બેટો ઉપર ગવર્નર જનરલનું ઉપરીપણું છે; તે સિવાય દીવ, પીરમનો કાતરો ને સખોદવા છે.

**દ્વિપકલ્પ**—૧. કાઠિયાવાડ ને ૨. દક્ષિણ હિંદુસ્તાન. ભરતખંડ દેશજ પોતે મોટો ત્રિકોણાકાર દ્વિપકલ્પ છે.

**સામુદ્રધુની**—પાકની છે તે હિંદુસ્તાન ને લંકાની વચ્ચે છે; મનારની સામુદ્રધુની અને પૌમ્બેન ખાડી.

**સારી હવાનાં સ્થળો**—સિમલા, મરી, (જહ્લમ નજીક) દાર્જીલીંગ, આબુ, માથેરાન, નીલગીરી, મહાબળેશ્વર, ડીંડીગલ, કાશ્મિર, પુરંદર, ખંડાળા, ઉતકમંડ, ડુંગાર અને હજારીબાગ વગેરે.

**ભરતખંડનારાજ્ય વિભાગ**—૧૫ છે, તેનું વર્ણન આગળ આવશે.

**ઇંગ્રેજી ખાલસા મુલક**—બ્રિટિશ હિન્દના બાર પ્રાંતો કરે-

આ છે (૧) **મદ્રાસ ઈલાકો**, તેના પેટામાં કર્ણાટક, બાલાઘાટ, મલબાર, કાનડા ને ઉત્તર સિરકાર પ્રાંતો છે. (૨) **મુંબઈ ઈલાકો**, તેના પેટામાં સિંધ, ગુજરાતના પાંચ જિલ્લા—(અમદાવાદ, સુરત, ભરૂચ, ખેડા ને પંચમહાલ); મહારાષ્ટ્ર, દક્ષિણ મહારાષ્ટ્ર અને ઉત્તર કાનડા છે. (૩) **બંગાળા ઇલાકો** તેમાં બંગાળા, બહાર, ઓઢીઆ અને છોટા-નાગપુર એ પ્રાંતો છે. (૪) **આગ્રા ઇલાકો** અથવા વાયવ્ય પ્રાંતો; (૫) **પંજાબ ઈલાકો**, (૬) **અયોધ્યા** (આઉદ), (૭) **મધ્ય પ્રાંતો**, (૮) **આસામ**, (૯) **વરાડ** (કમીશ્નરને તાબે), (૧૦) **અજમેર** (કમીશ્નરને તાબે), (૧૧) **કુર્ગ** (કમીશ્નરને તાબે) અને (૧૨)મો **બ્રહ્મદેશ** આખો; તે સિવાય ઉપર વર્ણવેલા બેટો.

**ઇંગ્રેજ તાબાનાં દેશીરાજ્યો**—કાશ્મિર, સિકિમ, કુચબીહાર, મણીપુર, ખાસ્યા, ટિપરા, જયપુર, રેવા, બુદેલખંડ, તેહેરી, પન્ના, રામપુર, (મુસલમાની), સિંધિયાનું (ગ્વાલિયરનું), હોલ્કરનું (માળવાનું), પત્યાલા, જીંદ, નભા, કપરથલા, ફરિદકોટ, કળશીયા (એ છએ શીખ લોકોનાં છે) ભાવલપુર ને ભોપાળ (મુસ.) જાંબુઆ, ઉદેપુર, જોધપુર (વગેરે રજપૂતસ્થાનનાં રાજ્યો), ખેરપુર (મુસ) કાઠિયાવાડનાં રાજ્યો (ભાવનગર, જુનાગઢ, નવાનગર, ધ્રાંગધ્રા, ગોંડલ, મોરબી વગેરે) કચ્છ, પાલણપુર (મુસ), રાધણપુર (મુસ.) મહીકાંઠા, રેવાકાંઠા, ગાયકવાડ, પંચમહાલ એજન્સિ, સુરત એજન્સિ, ખંભાત, કોલ્હાપુર, મરેઠા જાગીર (સાંગલી, જમખંડી વગેરે), મહીસૂર, નિઝામ (મુસ.) ત્રાવણકોર, કોચીન, બુંદીકોટા ઈત્યાદી. કુલ ૧૬૦ દેશીરાજ્ય છે.

**સ્વતંત્ર દેશીરાજ્યો**—નેપાળ અને ભુતાન.

**ફ્રેંચના તાલુકા**-પોંદિશરી, માહી, કારિકલ, યાનાન ને ચંદ્રનગર.

**ફીરંગીના તાલુકા**—દીવ, દમણ ને ગોવા.

**હબશીના તાલુકા**—જંજીરા ને જાફરાબાદ, (તેમને માથે ખંડણી નથી.)

**ભરતખંડની રાજધાની**—દિલ્હી ને આગ્રા, એ મુસલમાની વખતમાં વારાફરતી રાજધાની હતી; હાલની રાજધાની **કલકત્તા છે.**

**મોટાં શેહેરો**—મુંબઈ, કલકત્તા, મદ્રાસ, હૈદ્રાબાદ (નીજામનું), લખનોગ, બનારસ (કાશી), દિલ્લી, પટણા, આગ્રા, બેંગલોર, અમૃતસર, કાનપૂર, લાહોર, અલ્હાબાદ, જયપૂર, રંગુન, પુના, અમદાવાદ, બરેલી, સૂરત, હોરા (બંગાળામાં છે) ને વડોદરા. એટલાં શેહેરોની વસ્તી લાખ ઉપરાંત છે; એ વિના ૦ાા લાખ ઊપર વસ્તીવાળાં કુલ ૬૧ શેહેરો છે.

**મોટાં બંદરો**—કરાંચી, શાહબંદર, લખપત, કચ્છમાંડવી, જોડીયા, પોરબંદર, વેરાવળ, મહુવા, ઘોઘા, ભાવનગર, ધોલેરા, ખંભાત, ભરૂચ, સૂરત, વલસાડ, દમણ, વસાઇ, મુંબઇ, રાજાપુર, રત્નાગીરી, વિજયદુર્ગ, કારવાડ, હોનાવર, મેંગલૂર, કાનાનોર, માહી, કાલિકટ, બેપુર, કોચિન, તુતુકુંડી. પોંડીશરી, મદ્રાસ. મચ્છલીપટણ, વીસાગાપટણ, ગંજામ, જગન્નાથ, બાલાસોર, પોર્ટોનોવો, ટ્રાંકવીબાર, કારીકલ, કટક, ચીતાગોંગ, કલકત્તા, મતલાહ, વસાઈ (બાસીન), રંગુન અને મુલમીન વગેરે ઘણાંજ છે.

**જાત્રાનાં સ્થળો**—દ્વારકાં, પ્રભાસપાટણ, ગિરનાર, શેત્રુંજો, ચાણોદકન્યાળી, નાશીક (પંચવટી), પંઢરપૂર, રામનાથ, જગન્નાથ, ગયા, પ્રયાગ, કાશી, મથુરા, અયોધ્યા, બદ્રિનાથ, કેદારનાથ અને પુષ્કરજી વગેરે.

**ખનીજ પેદાશ**—લોઢું, તાંબુ, કોયલા, સુરોખાર, મીઠું, સોનું, રત્ન, હીરા અને મોતી વગેરે.

**બીજી પેદાશ**—ચોખા, ઘઉં, બાજરી, જુવાર, કપાસ, કઠોળ, રાગી, જવ, કંદમૂળ, શાક વગેરે; તથા સાગ, બાવળ, ચંપો, આંબો, શેતૂર, તાડ, નાળીએરી, સોપારી, વાંસ, મરી, એળચી, ચા, કાફી. (બુંદ.) તમાકુ, અફીણ, ગુલાબ, શેરડી, ગળી, ભીંડી, રાઈ, રબર વગેરે વગેરે.

**ભાષા**—ગુજરાતી, મરાઠી, બંગાળી, પંજાબી, હિંદી, ઉર્દુ,

સિંધી, કચ્છી, ઉર્દુ, તામિલ, કાનડી, તૈલંગ, ફારસી, મલયાલયમ, ઇંગ્રેજી, મલબારી, દ્રાવીડી, અરબી, પોર્તુગીઝ, ફ્રેંચ વગેરે. કુલ ૧૩૨ ભાષાઓ બોલાય છે.

**ધર્મ**—વેદ, શૈવ, વૈષ્ણવ, રામાનુજ, જૈન, બૌદ્ધ, શીખ, લિંગાયત, મુસલમાની, ખ્રિસ્તી અને જરથોસ્ત વગેરે બહુ છે.

**આખા દેશમાં**—સૌથી મોટો પર્વત **હિમાલય**. નદી–સિંધુ અને **બ્રહ્મપુત્રા**. શેહેર—**મુંબઈ** ને કલકત્તા. અખાત–**બંગાળાનો**. ઇલાકો **બંગાળા**. બેટ **લંકા**. દેશીરાજ્યો–**નિજામ**, કાશ્મીર, રજપૂતસ્થાન.

**લશ્કરી છાવણીઓ**—મુંબઈ, પુના, માલેગામ, ડીસા, સાદરા, ખંભાત, નારૂકોટ, રાજકોટ, ભૂજ, હૈદરાબાદ, બેંગલોર, મદ્રાસ, કલકત્તા, જાલના, સિકંદરાબાદ, માંડુ, નસીરાબાદ, પ્રયાગ, કામ્પટી, લાહોર, ઇંદોર, નિમચ, નાગપૂર, અમદાવાદ, વડોદરા, બેહેરામપૂર, દીનાપૂર, પટણા, કાનપૂર, મીરત, દિલ્લી, શમલા, માહુ, ઇલીચપૂર, આરકાટ, કરાંચી, બરાકપુર, ગ્વાલીઅર અને બુરાનપૂર વગેરે.

**મોટી નદીઓની શાખાઓ અને તે ઉપરનાં શેહેરો વગેરે.**

૧. **બ્રહ્મપુત્રા**—એ ટિબેટનાં માનસરોવરમાંથી નીકળી આસામ ને બંગાળામાં વહી, બંગાળી ઉપસાગરને મળે છે; તે ૧૮૦૦ માઇલ લાંબી છે; તે ઉપર તેજપુર, ગૌહત્તી, નવાગામ, ધાકા, ગોવલપરા, દરંગ, રંગમતી અને જમાલપુર એ શેહેરો છે. શુરમા વગેરે એની શાખાઓ છે.

૨. **સિંધુ**—એ હિમાલયના ટિબેટના ભાગમાંથી નીકળી કાશ્મિર, પંજાબ ને સિંધમાં વહી, અરબી સમુદ્રને મળે છે. તે ૧૮૦૦ માઈલ લાંબી છે. કાબુલ ને સતલજ એ બે એની શાખાઓ છે. સિંધુ ઉપર લેહ, અટક, કાલાબાગ, ડેરાઇસ્માલખાન, ડેરાગાજીખાન, મિટનકોટ, શિકારપૂર, સક્કર, બક્કર, રૌરી, સેવાન, હાલા, હૈદ્રાબાદ, ઠઠ્ઠા, કરાંચી, મીઆણી ને કોટ્રી વગેરે શેહેરો છે.

૩. ગંગા—એ હિમાલયના ગંગોત્રી શિખરમાંથી નીકળી, વાયવ્ય પ્રાંતો, બહાર ને બંગાળામાં વહી, બંગાળી ઉપસાગરને મળેછે. એ ૧૫૦૦ માઈલ લાંબી છે. જમના, શોણ, ગંડકી, ગોગરા, રામગંગા, કોશકી, ગોમતી વગેરે એની શાખાઓ છે. ભાગિરથી ને હુગલી એ બે એના ફાંટા છે. રૂપનારાયણ, કુશૈ ને દામોદા એ હુગલીને મળે છે. ગંગા ઉપર બદ્રિનાથ, શ્રીનગર, હરિદ્વાર, મીરત, ફરૂકાબાદ, કનોજ, કાનપુર, ફતેપુર, અલાહબાદ, મીરજાપુર, કાશી, ગાજીપુર, ચુનાર, બકસાર, દીનાપુર, પટણા, મોંગીર, ભાગલપુર, રાજમહાલ ને મુર્શીદાવાદ એ શેહેરો છે.

૪. ઇરાવતી—એ હિમાલય પર્વતમાંથી નીકળી, બંગાળાના ઉપસાગરને (માર્ટાબાનના અખાતને) મળે છે; તે ઉપર પ્રોમ, વસાઇ ને રંગુન છે.

૫. મહાનદી—એ મધ્યપ્રાંતોમાંથી નીકળી મધ્યપ્રાંતો ને ઓઢીયામાં વહી બંગાળાના સમુદ્રને મળે છે, ને ઉપર સંબલપુર ને કટક છે.

૬. ગોદાવરી—એ નાશિક પાસે સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી, મહારાષ્ટ્ર, નિઝામ ને ઉત્તર સીરકારના પ્રાંતોમાં વહી બંગાળાના ઉપસાગરને મળે છે; પૂર્ણા, માંજરા. વર્ધા, વાઇનગંગા, પેનગંગા ને પ્રાણહિતા એ એની શાખાઓ છે. નાશિક, પૈઠણ, નાંદેડ, નિર્મળ, રાજમહેંદ્રી ને યાનાન એ શેહેરો તેનીપર આવેલાંછે.

૭. કૃષ્ણાનદી—એ સહ્યાદ્રિ પર્વતમાંથી મહાબળેશ્વર પાસેથી નીકળી મહારાષ્ટ્ર, નિઝામ ને ઉત્તર સિરકાર પ્રાંતોમાં વહી બંગાળાના ઉપસાગરને મળે છે મલપ્રભા, ભીમા, તુંગભદ્રા, ઘટપ્રભા. વારણા, મુસી વગેરે એની શાખાઓ છે નીરા ને સીના એ બે નદીઓ ભીમાને મળે છે. કૃષ્ણા ઉપર વાઇ, કન્હાડ ને મછલીપટ્ટણ શેહેરો છે;

૮. કાવેરી—એ સહ્યાદ્રિ પર્વતમાંથી નીકળી મહીસૂર ને કર્ણાટકમાં વહી, બંગાળાના સમુદ્રને મળે છે; તે ઉપર શ્રીરંગપટ્ટણ,

ત્રીચીનાપલ્લી ને ત્રાંકવીબાર શેહેરો છે.

☞ઉપલી આઠે નદીનાં મૂખ પાસે ત્રિકોણ પ્રદેશ થાય છે.

**૯. જમના**—એ હિમાલયના જમ્નોત્રી શિખરમાંથી નીકળી, વાયવ્ય પ્રાંતોમાં વહી અલ્હાબાદ આગળ ગંગાને મળે છે. ચંબલ ને બેટવા એ એની શાખાઓ છે. જમના ઉપર શાહરાનપુર, કર્નાલ, પાણિપત, દિલ્હી, મથુરા, આગ્રા, કાલ્પી, ઇટાવા, અલ્હાબાદ અને હમીરપુર વગેરે છે.

**૧૦. સતલજ**—એ રાવણહૃદ સરોવરમાંથી નીકળી સિંધુને મળે છે; બીઆસ ને ચીનાબ, એ બે તેની શાખાઓ છે. જેમલ અને રાવી, એ ચિનાબની શાખાઓ છે. સતલજ ઉપર સિમલા, લુધ્યાના, અલિવાલ, સોબ્રાઓન, ફીરોજપુર, ભાવલપુર ને ઉચ એ શેહેરો છે.

**૧૧. ગોગરા**—હિમાલયમાંથી નીકળી ગંગાને મળે છે. સરયુ એ તેનું બીજું નામ છે. રાપતી એની શાખા છે. અયોધ્યા શેહેર ગોગરાને કાંઠે છે; બીજું ફૈજાબાદ છે.

**૧૨. બેટવા**—એ માળવામાંથી નીકળી જમનાને મળે છે; તે ઉપર ભેલસા ને ઝાંસી શેહેર છે.

**૧૩. નર્મદા**—એ સાતપૂડા પર્વતમાંથી અમરકંટકના મેદાન પાસે જબલપુર આગળથી નીકળી મધ્યપ્રાંતો, ભોપાળ ને હોલ્કરના રાજ્યમાં તથા ગુજરાતમાં વહી ખંભાતના અખાતને મળે છે; તે ઉપર જબલપુર, હુસંગાબાદ, નિમાડ, મંડળેશ્વર, ચાણોદ, કન્યાળી, નાંદોદ ને ભરૂચ શેહેરો છે.

**૧૪. તાપી**—એ સાતપૂડા પર્વતમાંથી નીકળી મધ્યપ્રાંતો ખાનદેશ ને ગુજરાતમાં વહી, ખંભાતના અખાતને મળે છે, તે ઉપર બુરહાનપુર, સુરત, ઇલીચપુર ને રાદેર છે.

**૧૫. મહી**—માળવાના ડુંગરમાંથી નીકળી માળવા ને ગુજરાતમાં વહી ખંભાતના અખાતને મળે છે; તે ઉપર લુણાવાડા ને

ખંભાત શેહેર છે.

**૧૬. સાબરમતી**—રજપુતસ્થાનના ઢેબર સરોવરમાંથી નીકળી ગુજરાતમાં વહી ખંભાતના અખાતને મળે છે; તે ઉપર સાદરા ને અમદાવાદ શેહેર છે.

**૧૭. ભાદર**—એ મદાવન ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળેછે; તે ઉપર જસદણ, જેતપુર, કુતીઆણા ને નવીબંદર એ ગામો છે. ઉબેણ એ ભાદરની, ને ઓઝત એ ઉબેણની શાખા છે.

## નદીઓનાં મૂળ.

**હિમાલયમાંથી નીકળનારી નદીઓ**—સિંધુ, ઝેલમ, ચિનાબ, રાવી બિઆસ, સતલજ, જમના, ગંગા, ઘોગરા, રાપતી, ગંડકી, કુશી અને બ્રહ્મપુત્રા.

**રજપૂતસ્થાનમાંથી**—સાબરમતી અને લુણી.

**મધ્યપ્રાંતોમાંથી**—નર્મદા, તાપી, વાર્ધનગંગા, પેનગંગા, મહા.

**બંગાળામાંથી**—સુવર્ણરેખા, બ્રાહ્મણી, વૈતરણી, હુગલી વગેરે.

**સંહ્યાદ્રીમાંથી**—ગોદાવરી, કૃષ્ણા, ભીમા, તુંગભદ્રા, મૂળામૂઠા, મલપ્રભા, ઘટપ્રભા અને કાવેરી વગેરે.

**માળવામાંથી**—મહી, ચંબલ, બેટવા ને પાર્વતી.

**નિઝામના રાજ્યમાંથી**—દુધના, પૂર્ણા, માંજરા અને મુસી.

**મહીસૂરમાંથી**—પનાર ને દક્ષિણ પનાર. **બુંદેલખંડમાંથી**—સોણ.

## નદીઓનાં મૂખ.

**બંગાળાના ઉપસાગરને મળનારી નદીઓ**—કાવેરી, કૃષ્ણા, ગોદાવરી, પનાર, ગંડલાકામા, પુલાર, મહા, વૈતરણી, બ્રાહ્મણી, સુવર્ણરેખા, ગંગા, હુગલી અને બ્રહ્મપુત્રા વગેરે.

**ખંભાતના અખાતને મળનારી**—સાબરમતી, મહી, નર્મદા, તાપી, ઢાઢર, કીમ, સુખભાદર અને શેત્રુંજી વગેરે.

**કચ્છના રણમાં મળનારી**—મચ્છુ, ફૂલકુ, બાંભણ, બનાસ, સર-

સ્વતી અને લુણી.
**અરબીસમુદ્રને મળનારી**—સિંધુ, ભાદર અને દમણગંગા.
**કચ્છના અખાતને મળનારી**—આજી.
**માર્દાબાનના અખાતને મળનારી**—ઇરાવતી.

## વખણાએલી વસ્તુવાળાં સ્થળો.

**કાશ્મિર**—શાલ. **પંજાબ**—સાલમ. **વિકાનેર**—સાંઢણીઓ. **મારવાડ**-ઉંટ ને આરસપહાણ. **જયપુર**-શેહેરની બાંધણી. રત્ન અને ચિત્ર. **શિરોહી**-તલવાર. **સૂરત**-બરફી. **રતલામ**-અફીણ. **વગાડ**-કોયલા. **રાણીગંજ**-કોયલા. **પના ને ગોવળકોંડા**-હીરા. **લંકા**-હાથી, હાથીદાંત, તેજાના ને મોતી. **તુતુકુંડી**-મોતી. **ઉમરાવતી, અકોલા, ધારવાડ, ધોળેરા, ખંડવા**-લાંનું રૂ. **ભાલ**-ઘઉં. **જામનગર**-કંકુ, બાંધણી. **કાઠિયાવાડપ્રાંત**-કાંબી. **ઝાલાવાડ**-ઝુમણાં. **પુના, નાશિક, સિહોર**-તાંબા પીતળનાં વાસણ. **પુના**-નાગરવેલનાં પાન. **બંગાળા**-ખાંડ. **ખંભાત**-સૂત્રફેણી ને અકીકના પથ્થર. **પેથાપુર**-સાડીઓ, માટીનાં વાસણ ને સૂડીઓ. **માળવા**-અફીણ. **પાટડી**-વડાગરૂં મીઠું. **આત્રસુંબા**-છરા, લોઢી ને છરી. **કપડવંજ** કાચ, સાબુ **પેટ**-પાઘડી. **બુરાનપુર**-શેલાં. **કાઠિયાવાડ ને કચ્છના**-ઘોડા. **ભૂજ ને હૈદ્રાબાદ** (સિંધનું) સોનેરી ભરત. **કુંદાપુર ને મેંગલુર**-સોપારી. **અમદાવાદ**-રેશમી કાપડ. **મલબાર**-સાગ, સોપારી. ચોખા **પટણા**-રેશમી કાપડ ને અફીણ. **મુર્શિદાબાદ**-રેશમી કાપડ. **મથુરા**-પેંડા. **ઓઢીયા**-લોઢું. **કડી**-બળદ. **હિમાલય**-ચા. **આસામ**-ભેંસો. **ઢાકા**-સાબુ ને મલમલ.

**જળાશય**- ગંગા ને સિંધુના બે મોટા જળાશય છે.

**પરદેશમાં જવાનામાર્ગ**—૧. બોલાનપાસ-હાલાપર્વત ઓળંગી બલુચિસ્તાન જવાનો; ૨. ખૈબર પાસ-સુલેમાન પર્વત ઓળંગી

અફૃઘાનીસ્તાનમાં જવાનો; ૩. બરમુલા ને ૪. પીરપંજલ એ બે રસ્તે થઈ કાશ્મિરમાં જવાય છે અને ૫. નિતિ નામના માર્ગથી હિમાલય ઓળંગી ટીબેટ વગેરે દેશોમાં જવાયછે.

## ભરતખંડના રાજ્ય વિભાગ.

**રાજ્યવ્યવસ્થા**—આપણા દેશમાં હાલ ઈંગ્રેજ લોકનું રાજ્ય છે. તે લોકો યુરોપખંડના ઈંગ્લાંડ દેશના વતની છે, ત્યાં નામદાર મહારાણી વિકટોરીઆ રાજ કરેછે. તે પોતાની તરફથી અમલ કરવા માટે આ દેશમાં સુબાઓ મોકલે છે; એ સુબાને ગવર્નર જનરલ અથવા વાઈસરૉય કે પ્રતિનિધિ કહેછે; તે કલકત્તા રાજધાનીમાં અથવા વખતે સિમલા વગેરે સ્થળમાં રહેછે. (હાલના વાઇસરૉય નામદાર લૉર્ડ લૅન્સડાઉન છે.)

વાઈસિરૉયને મદદ આપવા સરકારે બે કૌન્સિલ (કારભારીની મંડળીઓ) સ્થાપી છે. એક એને અમલ કરવામાં ને બીજી કાયદા કરવામાં કામે લાગે છે. વાઇસરૉયનો ઉપરી હિંદુસ્તાન ખાતાનો સેક્રેટરી હોયછે, ને તેના ઉપર ઈંગ્લાંડની પાર્લામેંટનું ને મહારાણીનું ઉપરીપણું છે.

વાઇસરૉય સાહેબનાતાબામાં આખો હિંદુસ્તાન અને તેની આસપાસના બેટો વગેરે છે. માત્ર લંકાબેટ તેને તાબે નથી; ત્યાં મહારાણી તરફથી જુદોજ ગવર્નર રહેછે. વળી ફ્રેંચનાં, ફીરંગીનાં અને નેપાળ ભૂતાન વગેરે રાજ્યો ગવર્નર જનરલથી સ્વતંત્ર છે. ભરતખંડમાં $\frac{2}{3}$ ભાગ ઈંગ્રેજનો ખાલસા, ને $\frac{1}{3}$ ભાગમાં બાકીના દેશી રાજ્યો છે પણ એ બધાં રાજ્યો ઈંગ્રેજ સરકારને આધિન છે ને તેમની તરફથી દરેક ભાગમાં અધિકારી રહેછે. બધા દેશી રાજામાંથી ૧૫૦ રાજાને મહારાણી સાહેબ તરફથી સનંદ મળી છે.

**રાજ્યવિભાગ**—આખા ભરતખંડના ૭ મોટા ઈલાકા કર્યાછે

તેનાં નામ. ૧ મુંબાઇઇલાકો, ૨. મદ્રાસઇલાકો, ૩. બંગાળાઇલાકો, ૪. આગ્રાઇલાકો, ૫ પંજાબઇલાકો, ૬. બ્રહ્મદેશઇલાકો. પેહેલા બે ઇલાકામાં ગવર્નરસાહેબ, ને બાકીના ચારમાં લેફ્ટેનન્ટગવર્નર સાહેબ રહેછે.

બીજી રીતે હાલ આખા દેશના પંદર મોટા ભાગ પાડેલાછે તે દરેકનું વર્ણન નીચે આપ્યુછે, તેમાં ઉપલા પાંચ ઇલાકાની હકિકત પણ આવી જશે.

| ચૌદ વિભાગનાં નામ. | ત્યાં ઇંગ્રેજ તરફથી અધિકારી રહેછે. | તે ક્યાં રહેછે. રાજધાની કયી. |
|---|---|---|
| ૧ મુંબાઇ ઇલાકો— | ગવર્નર સાહેબ. | મુંબાઇ. |
| ૨ મદ્રાસ ઇલાકો— | ,, | મદ્રાસ. |
| ૩ મહીસુર ને કુર્ગ— | ચીફ કમિશ્નર. | બેંગલોર. |
| ૪ વરાડ તે નિજામનું રાજ્ય— | રેસીડેન્ટ. | હૈદરાબાદ. |
| ૫ મધ્ય પ્રાંતો— | ચીફ કમીશ્નર. | નાગપુર. |
| ૬ મધ્યહિંદ એજન્સિ— | રેસીડેન્ટ. | ઈંદોર. |
| ૭ રજપૂતસંસ્થાનો— | ,, | આબુપર્ (શિરોહી.) |
| ૮ પંજાબઇલાકો— | લેફ્ટેનંટ ગવર્નર. | લાહોર. |
| ૯ વાયવ્ય પ્રાંતો— | ,, | અલાહબાદ. |
| ૧૦ અયોધ્યા પ્રાંત— | ચીફ કમીશ્નર. | લખનોર. |
| ૧૧ બંગાળા ઇલાકો— | લેફ્ટેનંટ ગવર્નર. | કલકત્તા. |
| ૧૨ આસામ પ્રાંત— | ચીફકમીશ્નર. | ગૌહત્તી. |
| ૧૩ બ્રહ્મદેશ— | ,, | માંડલે. |
| ૧૪ નેપાળ ભુતાન વગેરે સ્વતંત્ર પહાડી રાજ્યો. | રેસીડેન્ટ. | ખડમંડુ. |

૧૫ ફ્રેંચ ને ફીરંગીનાં થાણાંમાં તેમની તરફથી જૂદા ગવર્નરો રહેછે. ફીરંગીનું મુખ્ય શેહેર ગોવા; અને ફ્રેંચનું પોંડીશરી.

## ૧ મુંબાઇ ઈલાકો—સામાન્ય વર્ણન.

**સિમા**—ઉત્તરે બલૂચિસ્તાન તથા ભાવલપુર; પૂર્વે રજપૂતસ્થાન, માળવા, મધ્યપ્રાંતો, નિઝામનું રાજ્ય અને મદ્રાસ ઈલાકો; દક્ષિણે મહીસુર પ્રાંત અને પશ્ચિમે અરબીસમુદ્ર તથા બલૂચિસ્તાન છે.

**વિસ્તાર**—એ ઇલાકાની પહોળાઇ કરતાં લંબાઇ ઘણી છે. ક્ષેત્રફળ ૧૯૭૮૭૫ ચોરસ માઇલ ને કુલ વસ્તી ૨૩૩,૯૫,૬,૬૩ માણસોની છે.

**રાજ્યવિભાગ**—પાંચ છે. ૧. સિંધ, ૨. કચ્છ, ૩. ગુજરાત ૪. મહારાષ્ટ્ર (એમાં દક્ષિણ અને કોંકણ એ બે છે,) અને ૫ મો દક્ષિણ મહારાષ્ટ્ર અને ઉત્તર કાનડા.

**ભાષા**—સિંધમાં સિંધી; કચ્છમાં કચ્છી અને ગુજરાતી; ગુજરાતમાં ગુજરાતી; અને મહારાષ્ટ્રમાં મરાઠી તથા કાનડી વગેરે ભાષાઓ બોલાયછે.

**ધર્મ**—હિંદુ, મુસલમાની, જરથોસ્ત (પારસીનો) ને ખ્રીસ્તિ; હિંદુધર્મના ઘણા ફાંટા પડેલાછે.

**પર્વતો**—સંહ્યાદ્રિ, હાલા, સાતપૂડો, ખબ, ગિરનાર, શેત્રુંજો, આબુ, આરાસુર, પાવાગઢ, તારીંગા અને ચાંદવડ વગેરે.

**મોટી નદીઓ**—સિંધુ, ગોદાવરી, કૃષ્ણા, નર્મદા, તાપી, મહી, સાબરમતી, બનાસ, સરસ્વતી, ભાદર, શેત્રુંજી, ઢાઢર, ભીમા, નીરા, સીના, વિશ્વામિત્રી, હાથમતી, વાત્રક, કીમ, મેશ્વો, મૂળામૂઠા, પાંજરા અને આજી વગેરે.

**બેટ**—૧. મુંબઈ, ૨. બેટ (દ્વારકાં પાસે,) ૩. દીવ, ૪. વસાઈ, ૫. ધારાપુરી, ૬. સાષ્ટી, ૭. કરંજે અને ૮. ઉરણ ઈત્યાદી.

**જાત્રાનાં સ્થળો**—દ્વારકાં, પ્રભાસપાટણ, સુદામાપુરી (પોરબંદર,) ગિરનાર, શેત્રુંજો, આબુ, અંબાજી, બહુચરાજી, શામળાજી, હીંગળાદ, પાવાગઢ, સિદ્ધપુર, ડાકોર, ચાણોદ, કન્યાળી, નારાયણસર, કોટેશ્વર, વડતાલ, શુકલતીર્થ, પંચવટી, (નાશીક, ત્રંબક,) અને પં-

ઇડરપુર એ હિંદુનાં; ને ઉદવાડા એ પારસીનું છે.

**હવા ખાવાનાં ઠેકાણાં**—કચ્છમાંડવી, બાલાચડી, ગોપનાથ, વેરાવળ, ભીમડી, પુરંધર, ખંડાળા, ભીમશંકર, ભોરઘાટ, મહાબળેશ્વર, માથેરાન, નીલગિરિ અને ડુંગાર.

**ફીરંગીનાં થાણાં**—દીવ, દમણ, ને ગોવા.

**હબશીનાં થાણાં**-જંજીરા ને જાફરાબાદ.

**દ્વિપકલ્પ**—કાઠિયાવાડ.

**ભુશિર**—જગતપોઈંટ, દીવ, રામાસ અને માંજ.

**અખાત**-કચ્છનું ને ખંભાતનું.

**છાવણીઓ**—હૈદરાબાદ, ભૂજ, ડીસા, સાદરા, ખંભાત, નારૂકોટ, રાજકોટ, સોનગઢ, વઢવાણ, જેતલસર, વડોદરા, બેલગામ.

**બંદરો**—કરાંચી, શાહબંદર, લખપત, માંડવી, જોડીઆ, દ્વારકાં, પોરબંદર, માંગરોળ, વેરાવળ, દીવ, જાફરાબાદ, મહુવા, ગોઘા, ભાવનગર, ધોળેરા, ખંભાત, ભરૂચ, સુરત, વલસાડ, દમણ, માહીમ, વસાઈ, મુંબાઇ, રત્નાગિરિ, રાજાપુર, વિજયદુર્ગ, ગોવાં, કારવાડ ( સદાશીવગઢ ), હોનાવર વગેરે; તેમાં સૌથી મોટાં ને ઉપયોગી બંદરો ત્રણ છે—૧. કરાંચી, ૨. મુંબાઈ ને ૩. કારવાડ.

**શેહેરો**—હૈદ્રાબાદ, કરાંચી, ભૂજ, માંડવી, અમદાવાદ, સુરત, વડોદરા, ભરૂચ, ખંભાત, પાલણપુર, ડીસા, ઇંદોર, નાંદોદ, લૂણાવાડા, સાદરા, ખેડા, ગોધરા, સચીન, ભાવનગર, જૂનાગઢ, નવાનગર, રાજકોટ, ધ્રાંગધ્રા, ગોંડલ, વઢવાણ, દમણ, થાણા, જવાર, અલીબાગ, જંજીરા, રત્નાગિરી, સાવંતવાડી, ધુળીઆ, નાશિક, પેંઠ, અહમદનગર, પુના, સતારા, ભોર, ફલટણ, સોલાપુર, અક્કલકોટ, કલાદગી, બેલગામ, કોલ્હાપુર, સાંગલી, જમખંડી, ધારવાડ, સાવનુર, કારવાડ અને ગોવા વગેરે.

**દેશીરાજ્યો**—સિંધમાં ખેરપુર; કચ્છમાં કચ્છ; ગુજરાતમાં કાઠિયાવાડ, પાલણપુર, મહીકાંઠા, રેવાકાંઠા અને સુરત એજન્સિ એ પાંચ

એજન્સિ, તથા ગાયકવાડ ને ખંભાત સંસ્થાન; કોકણમાં જવાર, જંજીરા ને સાવંતવાડી; દક્ષિણમાં ખાનદેશ એજન્સિ, પેંઠ, સતારા જાગીર (ભોર, ફલટણ વગેરે.) અકકલકોટ ને દક્ષિણ મહારાષ્ટ્રમાં કોલ્હાપુર, સાંગલી, જમખીંડી (દક્ષિણમરાઠા જાગીર) ને સાવનુર.

**ઇંગ્રેજી રાજ્ય.**—સિંધ; ગુજરાતમાં અમદાવાદ, ખેડા, ભરૂચ, સુરત ને પંચમહાલ જીલ્લા; કોકણમાં થાણા, કોલાબા અને રત્નાગિરિ જીલ્લા તથા મુંબાઈ બેટ; દક્ષિણમાં ખાનદેશ, નાશિક, અહમદનગર, પુના, સતારા ને સોલાપુર જીલ્લા; દક્ષિણ મહારાષ્ટ્રમાં કલાદગી, બેલગામ, ધારવાડ અને કાનડા એ જીલ્લા આવેલાછે.

**પેદાસ**—ઘઉં, બાજરો, જુવાર, કઠોળ, તમાકુ, ગળી, સાબુ, કંકુ, તાંબા પીતળનાં વાસણ, નાગરવેલનાં પાન, સુતરાઉ તથા રેશમી કાપડ અને ઘોડા વગેરે.

## સિંધપ્રાંત.

(એ પ્રાંત ૧૮૪૩માં લૉર્ડ નેપીઅરે અમીરો પાસેથી જીતી લીધો.)

**નદીઓ**—સિંધુ, તેમાંથી ઘણી નેહેરો ખોદેલીછે

**જિલ્લા**—કરાંચી, હૈદ્રાબાદ અને શિકારપુર; થરપારકર ને ઉપલી સરહદનો મુલક (જેકબાબાદ.) **પર્વત**—હાલા અને પબ.

**દેશીરાજ્ય**—ખૈરપુર, તે મુસલમાની રાજ્ય છે.

**શેહેરો**—રાજધાની હૈદ્રાબાદ છે; કરાંચી, ઠઠ્ઠા, શિકારપુર, જેકબાબાદ, શક્કર, બક્કર, રોરી, લારખાના, સેવાન, કોટ્રી, ઉમરકોટ, શાહબંદર, નગરપારકર, મિઆણી અને ખૈરપુર.

**હકિકત**—તેમાં સિંધુ નદી આવેલી છે તેથી સિંધ નામ પડયુંછે. ત્યાંના રહેવાશી તથા ભાષા સિંધી છે.

**ભૂશિર**—કેપ અને માંજ.

**બેટ**—મનોરા.

## ૨. કચ્છ પ્રાંત.

**હકિકત**—એ દેશી રાજ્ય છે. ત્યાંના રાવ જાડેજા રજપૂત છે. રાજધાની ભૂજ, તેમાં પોલિટિકલ એજંટ સાહેબની છાવણી છે. કચ્છની ભાષા કચ્છી અને ગુજરાતી છે.

**અખાત**—કચ્છનું. **રણ**—કચ્છનું.

**પર્વત**—કાળો, નનામો અને ધીણોધાર.

**નદીઓ**—નાગમથી, રૂકમાવતી ને ખારી ત્રણે નાની નદીઓ છે.

**પરગણાં**—૧૬ છે—પાવર, મીઆણી, બન્ની, પચ્છમ, ખડીર, પ્રાંથલ, વાગડ, અંજાર ચોવીશી, ભુવડ ચોવીશી, હાલા ચોવીશી, કાઠી, મોડાસા, અબડાસા, કંડ, ગરડો અને માક.

**શેહેરો**—ભૂજ, માંડવી, અંજાર, મુંદ્રા, લખપત, જખૌ, તુણા, તેરા, કંથકોટ અને સુમરીરોહા વગેરે.

**બંદરો**—માંડવી, મુંદ્રા, લખપત, જખૌ અને તુણા.

## ૩ ગુજરાત.

**સિમા**—ઉત્તરે કચ્છનું રણ ને આબુ; પૂર્વે માળવા, ખાનદેશ ને સાતપૂડો; દક્ષિણે થાણા જીલ્લો તથા અરબી સમુદ્ર; અને પશ્ચિમે કચ્છનું અખાત ને અરબી સમુદ્ર છે.

**રાજધાની**—દ્વારકાં, વલ્લભીપુર, પંચાસર, અણહિલવાડ પાટણ, અમદાવાદ ને વડોદરા એ વારાફરતી રાજધાની હતી.

**રહેવાશી તથા ભાષા**—ગુજરાતી.

**પર્વત**—સાતપૂડો, વિંધ્યાચળ, આબુ, પાવાગઢ, ગિરનાર, શેત્રુંજો અને તારંગા વગેરે.

**નદીઓ**—નર્મદા, તાપી, મહી, સાબરમતી, ભાદર, શેત્રુંજી, સરસ્વતી, બનાસ, વાત્રક, મેશ્વો, શેઢી, કીમ, ખારી, હાથમતી અને ઢાઢર વગેરે.

**દેશીરાજ્ય**—આઠ મોટા ભાગ છે. ૧. કાઠિયાવાડ એજન્સિ

એમાં નાનાં મોટાં ઘણાં રાજ્યો છે. ૨. પાલણપુર એજન્સિ, ૩. મહીકાંઠા એજન્સિ. ૪- રેવાકાંઠા એજન્સિ, ૫. ગાયકવાડનો મૂલક. ૬. ખંભાત સંસ્થાન. ૭. પંચમહાલ એજન્સિ અને ૮ સુરત એજન્સિ.

**જીલ્લા**—(ઇંગ્રેજી રાજ્ય) ૧. સુરત, ૨. ભરૂચ, ૩. ખેડા, ૪. પંચમહાલ ને ૫. અમદાવાદ.

**શેહેરો**—અમદાવાદ, સુરત, વડોદરા, ભરૂચ, ખેડા, ગોધરા, ભાવનગર, રાજકોટ, જૂનાગઢ, નવાનગર, ધ્રાંગધ્રા, ડીસા, પાલણપુર, સાદરા, ઇડર, ખંભાત, વાંસદા, ધરમપુર, નારૂકોટ, પાટણ, નડિયાદ અને લુણાવાડા વગેરે.

**બંદરો**—દમણ, સુરત, ભરૂચ, ખંભાત, ધોલેરા, ઘોઘા, ભાવનગર, મહુવા, દીવ, જાફ્રાબાદ, માંગરોળ, વેરાવળ, પોરબંદર, દ્વારકાં, બેડી ( નવાનગરનું) અને જોડીયા વગેરે.

**જાત્રાનાં ઠેકાણાં**—આબુ, અંબાજી, શામળાજી, પાવાગઢ, શેત્રુંજો, ગિરનાર, દ્વારકાં, પ્રભાસપાટણ, બહુચરાજી, ડાકોર, સિદ્ધપુર, ચાણોદ, કન્યાળી અને વડતાલ વગેરે.

**ફીરંગીના તાલુકા**—દીવ ને દમણ.

**હબશીનો તાલુકો**—જાફ્રાબાદ.

**હવાખાવાનાં સ્થળો**—આબુ, ગોપનાથ, બાલાચડી, વેરાવળ અને ઘોઘા વગેરે.

**છાવણીનાં ઠેકાણાં**—વડોદરા, રાજકોટ, ડીસા, સાદરા, ખંભાત, નારૂકોટ, અમદાવાદ, સોનગઢ, જેતલસર ને વઢવાણ વગેરે.

**વસ્તી**—કુલ વસ્તી ૭૫,૯૪,૭૭૫ માણસોની છે.

**પેદાશ**--ઘઊં, બાજરી, જુવાર, ડાંગર, રૂ, અનેક જાતનાં કઠોળ, શેરડી, ગળી, ભીંડી, શણ, તુવેર, કોદરા, બાવટો, નાગલી, દીવેલી, મકાઈ, મહુડાં, તમાકુ અને આદુ વગેરે.

**અખાત**—૧. ખંભાતનું અને ૨. કચ્છનું.

બેટ—દીવ, પીરમ અને બેટ.

ઉના પાણીના કુંડ—તુળશીશ્યામ, ગોધરા, લસુંદ્રા અને દેવકી ઉનાઇ વગેરે.

---

## ૪ ઉત્તર મહારાષ્ટ્ર.

### ૧ દક્ષિણ.

જીલ્લા—ખાનદેશ ( ધૂળીયા ), નાશિક, અહમદનગર, પુના, સતારા અને સોલાપુર.

દેશીરાજયો—પેંઠસંસ્થાન, ખાનદેશ એજન્સિ (દાંગનોમૂલક, સુળગણાનો મૂલક અને મહેવાસી પરગણાં ), સતારા જાગીર (ભોર, ફલટણ, ઔંદ ને જત) ને અકલકોટ સંસ્થાન.

નદીઓ—તાપી, ગોદાવરી, કૃષ્ણા, ભીમા,સીના,નીરા,મૂળામૂઠા.

પર્વત—સંહ્યાદ્રિ, સાતપૂડા અને ચાંદવડ.

શેહેરો—ધુળીયા, માલેગામ, પુના, નાશિક, પેંઠ, અહમદનગર, સતારા, સોલાપુર, પંઢરપુર, ભોર, ફલટણ, ઔંદ, જત, પુરંદર, ખંડાળા, કોરેગામ, આસ્ટી, ખડકી અને ત્રીંબક વગેરે.

ભાષા—મરાઠી ને કાનડી.

જાત્રાનાં ઠેકાણાં—નાશિક, ત્રંબક અને પંઢરપુર.

### ૨ કોકણ.

નદીઓ—અંબા; એ વિના બીજી નાની નદીઓ ઘણી છે.

પર્વત—સંહ્યાદ્રિ.

શેહેરો—મુંબાઈ, થાણા, જવાર, અલીબાગ, જંજીરા, રત્નાગિરી, સાવંતવાડી, કલ્યાણ, વાંદરા, માહીમ, વસાઇ, કોલાબા, વિજયદુર્ગ ( ગેરીયા ) અને રાજાપુર વગેરે.

૧. જીલ્લા—થાણા, કોલાબા ( અલીબાગ ) ને રત્નાગિરી.

૨. દેશી રાજ્ય—જવાર, જંજીરા અને સાવંતવાડી.

## ૫ દક્ષિણ મહારાષ્ટ્ર ને ઉત્તર કાનડા.

**પર્વત**—સંહ્યાદ્રિ.

**નદીઓ**—ભીમા, ઘટપ્રભા, મલપ્રભા (એ ત્રણે કૃષ્ણાને મળેછે) કૃષ્ણા, વારણા, તુંગભદ્રા, વર્ધા ને શેરવતી.

**જીલ્લા**—કલાદગી, બેલગામ, ધારવાડ ને કારવાડ=(સદાશિવગઢ)

**દેશીરાજ્ય**—કોલ્હાપુર, દક્ષિણ મરાઠા જાગીર (સાંગલી, જમખીંડી, મીરજ, કુરૂંદવાડ, મુધોળ ને રામદુર્ગ) ને સાવાના સંસ્થાન (સાવનુર.)

**શેહેરો**—કલાદગી, વિજાપુર (ઘણું જૂનું શેહેર છે), બાગલકોટ, બેલગામ, કોલ્હાપુર, વિશાળગઢ, સાંગલી, જમખીંડી, મીરજ, કુરૂંદવાડ, મુધોળ, રામદુર્ગ, ધારવાડ, હુબલી, કારવાડ અને સાવનુર વગેરે.

## ૨ મદ્રાસ ઇલાકો.

**સિમા**—ઉત્તરે કાનડા, ધારવાડ, નિજામનું રાજ્ય, છોટાનાગપુર ને ઓઢીઆ; પૂર્વે બંગાળી સમુદ્ર; દક્ષિણે મનારની ખાડી; અને પશ્ચિમે મહીસુર છે.

**ભાષા**—મલયાલયમ, ઉર્ય, દ્રાવિડી, કાનડી, તૈલંગુ અને તામિલ વગેરે.

**પર્વત**—પૂર્વઘાટ, પશ્ચિમઘાટ અને નીલગિરી વગેરે.

**નદીઓ**—કૃષ્ણા, ગોદાવરી, કાવેરી, તુંગભદ્રા, પન્નાર, પનેર, ગંડલાકામા અને પુલ્લાર વગેરે.

**હવા ખાવાનાં ઠેકાણાં**—નિલગિરી ને ડીંડીંગાલ વગેરે.

**ફ્રેંચનાં થાણાં**—પોંદીશરી, માહી, કારિકલ ને યાનાન.

**ભૂશિર**—કન્યાકુમારી.

**હકિકત**—પશ્ચિમ કાંઠે મલબાર પ્રાંત આવેલો છે તેથી આ ઈલાકાના પશ્ચિમકાંઠાને મલબાર કાંઠો ને પૂર્વકાંઠાપર કોરોમંડળ નામે જૂના શેહેરના નામપરથી એ કાંઠાને કોરોમંડળ કાંઠો કહે છે.

**અખાત**—મનારનું.

**સામુદ્રધુનિ**—૧. મનાર તથા ૨. પાકની.

**બંદરો**—કુંદાપુર, મેંગલૂર, કાનાનુર, ટાલીચેરી, માહી, કાલીકટ, બેપુર, કોચીન, અલીપલી, ત્રિવાન્દ્રમ, તુતુકુંડી, નાગાપટ્ટણ, કારિકલ, ત્રાંકવીબાર, દેવીકોટા, પોર્ટોનોવો, પોંડીશરી, મદ્રાસ, કોરોમાંડલ, નેલુર, મછલીપટ્ટણ, વિશાગાપટણ, શ્રીકાકોલમ અને ગંજામ વગેરે.

**દેશીરાજ્યો**—ત્રાવણકોર, કોચીન, ત્રિચુર અને પુંડુકોટા.

**સરોવર**—ચિલકા, કોલર ને પુલિકાટ. **રાજધાની**–મદ્રાસ.

**રાજ્યવિભાગ**—પાંચ છે.—૧. ઉત્તરસિરકાર, ૨, કર્ણાટક, ૩. મલબાર એ ત્રણ ઇંગ્રેજી ખાલસા તથા ત્રાવણકોર ને કોચીન એ બે દેશી રાજ્યો છે.

**પેદાસ**—રૂ, ગળી, તલ, દીવેલી, ઊન, ખાંડ, ડાંગર, ચામડાં, સુતરાઉ કાપડ, દોરડાં, ઈમારતી લાકડું, મોતી, સાગ, નાળિએર અને સાબુ ચોખા.

## ૧. ઉત્તરસિરકાર.

**હકિકત**—ચિલકા સરોવર ને ગંડલાકામા નદીની વચ્ચે એ પ્રાંત છે. તે ૧૭૬૬માં નિઝામ પાસેથી ઇંગ્રેજને મળ્યો.

**શેહેરો**—મછલીપટ્ટણ, રાજમંદરી, ગંજામ, વિસાગાપટ્ટણ, શ્રીકાકોલમ, ગંતૂર, કોકણદ, કોકોનાદા, કોરીંગા, કલીંગપટણ ને વીમલીપટણ વગેરે.

**નદીઓ**—કૃષ્ણા, ગોદાવરી ને ગંડલાકામા.

**સરોવર**—ચીલકા ને કોલર, **પર્વત**–પૂર્વઘાટ.

## ૨. કર્ણાટક.

**ભાગ**—એમાં બાલાઘાટ ને કર્ણાટક એ બે પ્રાંત છે, એનો ઘણોખરો ભાગ આર્કાટના નવાબ પાસેથી ઇંગ્રેજને મળ્યોછે.

**નદીઓ**–પન્નાર, પુલાર, પનેર, કાવેરી, તુંગભદ્રા ને ગંડલાકામા.

**શેહેર**—કર્નુલ, કડપા, બલ્લારી, અનંતપુર, અધ્વની ને ગુત્તી એ બાલાઘાટમાં છે. કર્ણાટકમાં મદ્રાસ એ હાલની રાજધાની છે. આર્કાટ એ નવાબના વખતમાં રાજધાની હતું. પોંડીશરી ને કારિકલ એ બે ફ્રેંચને તાબે છે. ડીંડીગલ એ હવા ખાવાનું સ્થળ છે. તુતુકુંડી પાસેના દરિઆમાંથી બહુ સરસ મોતી નીકળે છે. એ વિના નેલુર, વેલુર, ચિતુર, વાંદિવાશ, કોઇમ્બટુર, તંજાવર, નેગાપટ્ટણ, ત્રાંકવીબાર, મધુરા, રામેશ્વર ( રામનાથ ), તીનવલ્લી, કાંજેવરમ (કાંચી), ચીંગલપટ, પુંડુકોટા (દેશીરાજ્યનું ) વગેરે શેહેરો છે.

**દેશીરાજ્ય**—પુંડુકોટા છે.

### ૩. મલબાર.

**પ્રાંત**—એમાં મલબાર, દક્ષિણ કાનડા, ને વૈનોદ, એ ત્રણ ભાગ છે. એ ત્રણે સન ૧૭૯૯ માં ટીપુ પાસેથી ઇંગ્રેજને મળ્યા.

**શેહેરો**—મલબારમાં કાનાનૂર એ રાજધાની; ને ઉત્તકમંદ એ હવા ખાવાનું ઠેકાણું છે. એ વિના ટાલીચેરી, માહી ( ફ્રેંચનું,) કાલિકટ ને બેપુર શેહેરો છે.

કાનડામાં કુંદાપુર; બીજું મેંગલુર તેમાં સોપારી સારી થાયછે.

**પર્વત**—નીલગિરી, એ હવા ખાવાનું ઠેકાણું છે.

**પેદાસ**—સાગ, નાળિએર, ચોખા (સાબુ ચોખા) ને સોપારી વગેરે.

## देशी राज्यो.

### ૪. ત્રાવણકોર.

**હકિકત**—ત્રાવણકોર એ હિંદુ દેશી રાજ્ય છે; એ પહાડી મૂલક છે.

**પેદાસ**—ડાંગર ને સાબુચોખા.

**શેહેરો**—ત્રિવાન્દ્રમ એ રાજધાની; બીજાં અલીપલી ને કોચીન.

### ૫. કોચીન.

**હકિકત**—એ પહાડી મુલક છે, ત્યાં હિંદુ રાજા રાજ કરે

છે. ત્રાવણકોર ને કોચીનમાં સરોવર ઘણાં છે.

**શેહેરો**—કોચીન ને ત્રિચુર.

## ૩. મહીસુર ને કુર્ગ.

### ૧. મહીસુર.

**શેહેરો**—મહીસુર એ હાલની રાજધાની. શ્રીરંગપટ્ટણ એ કાવેરીના બેટમાં છે, તે ટિપુના વખતમાં રાજધાની હતું; બેંગલોરમાં ચીફ કમીશ્નર સાહેબ રહેછે; એ વિના બેદનૂર, ચિત્રદુર્ગ, નંદીદુર્ગ, સીમોગા, હરિહરપુર; અને કોલાર એ હૈદરની જન્મભૂમી.

**પર્વત**—નંદીદુર્ગ વગેરે.

**હકિકત**—એમાં પહાડો ઘણા છે. ત્યાં હાલ હિંદુ રાજા રાજ કરે છે. સન ૧૭૯૯ માં જૂના રાજા ટિપુ પાસેથી એ રાજ લઈ ઇંગ્રેજે હાલના રાજાને આપ્યુંછે. અગાઉ એ પ્રાંત કર્ણાટકનો ભાગ ગણાતો.

**નદીઓ**—કાવેરી; તુંગ અને ભદ્રા એ બે સીમોગા આગળ એકઠી મળે છે, તે પછી તેનું નામ તુંગભદ્રા પડયુંછે; એ સિવાય પનાર, પલાર, પનેર વગેરે. આ દેશમાં સોનાની ખાણો માલમ પડીછે.

### ૨. કુર્ગ.

**હકિકત**—એ રાજ્ય ત્યાંના હિંદુ રાજા પાસેથી સને ૧૮૩૪ માં ઇંગ્રેજે લીધું. કુર્ગ એ પહાડી પ્રદેશ છે.

**શેહેર**—મર્કારા એ રાજધાની છે.

**પૈદાશ**—મહીસુર અને કુર્ગમાં સાગ, સીસમ, સુખડ, સોપારી, નાળિએર, તેજાનો, મેવો, ડાંગર વગેરે ધાન્ય, ખાંડ અને રેશમી કાપડ.

## ૪. નિજામનું રાજ્ય અને વરાડ.

### ૧. નિજામનું રાજ્ય—હૈદરાબાદ.

**હકિકત**—એ નિઝામનું મુસલમાની દેશીરાજ્ય છે, તેની સ્થાપના નિઝામુલ્મુલ્ક નામના સરદારે સને ૧૭૨૪ માં કરી.

**નદીઓ**—ગોદાવરી, માંજરા, પેનગંગા, વરધા, ભીમા, તુંગભદ્રા, કૃષ્ણા, પ્રાણહિતા, દૂધના અને મુસી વગેરે.

**શેહેરો**—હૈદ્રાબાદ તે મુસી નદીને કાંઠે રાજધાની છે, તેમાં રેસિડંટ રહે છે. ગોવળકોંડાના હીરા વખણાય છે. પૈઠણ એ શાલિવાહનની રાજધાની હતી. જાલના ને સિકંદરાબાદમાં લશ્કરી છાવણી છે. પૈઠણ, નાંદેડ ને નિર્મળ એ ગોદાવરીને કાંઠે છે. ઇલોરા, ઔરંગાબાદ, દોલતાબાદ (દેવગિરિ), બેદર, કલબુર્ગ, વરંગુળ, રાયચુર અને આસઈ વગેરે.

**પેદાસ**—રેશમી કાપડ, પીતળનાં વાસણ અને કોયલા વગેરે.

## ૨. વરાડ.

**પેદાસ**—ત્યાં કોયલાની ખાણો છે ને ત્યાંનું રૂ વખણાયછે.

**હકિકત**—આ પ્રાંત ૧૮૫૩ માં નિઝામ પાસેથી ઈંગ્રેજને મળ્યો છે, તેથી હાલ તે ઈંગ્રેજને તાબે છે.

**નદીઓ**—પેનગંગા ને પૂર્ણા.

**સરોવર**—લૂનાર, તે ખારૂં છે.

**શેહેરો**—ઉમરાવતી, અકોલા, એ બંને રૂના વેપારનાં સ્થળ છે; ઈલિચપુર, કરીંગા, શીઆગામ અને ખંગાઉ વગેરે.

## ૫. મધ્યપ્રાંતો.

**સિમા**—ઉત્તરે બુંદેલખંડને વાયવ્ય પ્રાંતો; પશ્ચિમે ભોપાળ, ઈંદોર, બીજાં દેશી રાજ્યો ને ખાનદેશ; દક્ષિણે હૈદરાબાદ ને વરાડ; તથા પૂર્વે મદ્રાસ ઇલાકો ને બંગાળા પ્રાંત છે.

**ભાગ**—સાગર ને દમોહનો ઊંચો મુલક, નર્મદાનો પ્રદેશ, સાતપૂડાનો ઊંચો મૂલક, નાગપુર, છતીસગઢ ને સંબલપુરનો વિસ્તીર્ણ પ્રદેશ.

**હકિકત**—એ મોટો વિશાળ પ્રદેશ છે, તે ઇંગ્રેજનો ખાલસા ભાગ છે, એનો ઘણોખરો ભાગ નાગપુરના ભોંસલા મરેઠા રાજા પાસેથી ઇ૦ સ૦ ૧૮૫૩ માં ઇંગ્રેજને મળ્યો.

**શેહેરો**—૧. નાગપુર એ રાજધાની નાગ નદીને કાંઠે, ત્યાં ચીફ્કમીસ્નર સાહેબ રહે છે, ત્યાંના ધોતીજોડા વખણાયછે. ૨. છતીસગઢ એના છત્રીશ વિભાગ છે. ૩. હીંગણઘાટનું રૂ વખણાયછે. ૪. બુરાનપુર એ તાપીને કાંઠે, ત્યાં શેલાં સારાં બને છે. કામ્પટીમાં લશ્કરી છાવણી છે; એ વિના સાગર, દમોહ, નરસીંગપુર, હુસંગાબાદ, આશીરગઢ, રાયપુર, વિલાસપુર, સંબલપુર, બસ્તર, ચંદા, ખંડવા, સીતાબલદી, રતનપુર અને ગોંડવણ વગેરે છે.

**નદીઓ**—નર્મદા, તાપી, મહા, વેનગંગા, વર્ધા અને પ્રાણુહિતા ઇત્યાદિ.

**પર્વત**—સાતપૂડો ને વિંધ્યાચળ.

**પેદાસ**—કોયલા, લોઢું, રૂ, ઘઉં, બાજરી, જુવાર, ચોખા, તમાકુ, અફીણ, તલ, દીવેલ અને દેશી કાપડ વગેરે.

## ૬. મધ્યહિંદ એજન્સિ.

**હકિકત**—મધ્ય=વચલો, હિંદ=ભરતખંડ, એજન્સિ=ઇલાકો. એમાં ૭૧ દેશીરાજ્યો છે. એના બે મોટા ભાગ છે.

### ૧. ગ્વાલિયર અને માળવા.

**નદીઓ**—ચંબલ, સિંધ, બેટવા, ક્ષિપ્રા અને નર્મદા.

**હકિકત**—આ ભાગમાં ત્રણ મોટાં રાજ્ય છે. ૧. સિંધિયાનું, (ગ્વાલિયરનું) ૨. હોલ્કરનું ( માળવાનું ), ને ૩. ભોપાળનું. એ વિના બીજાં ઘણાં નાનાં નાનાં રાજ્યો એક એકથી સ્વતંત્ર છે, પણ તે સર્વે ઈંગ્રેજની આજ્ઞામાં છે.

**શેહેરો**—સિંધિયાના રાજ્યમાં ગ્વાલિઅર એ રાજધાની, ઉજયની એ ક્ષિપ્રા નદીને કાંઠે છે. તે વિક્રમ રાજાની રાજધાની હતી એમાં મહાકાળેશ્વરનું દેરૂં છે. નીમચમાં છાવણી છે; એ વિના લશ્કર, મોરાર, ચંદેરી, ભેલસા, મંદેસર ને દત્યા વગેરે શેહેરો છે.

**હોલકરના રાજ્યમાં**—ઇંદોર એ રાજધાની, ત્યાં રેસીડંટ રહે

છે. માંડુમાં છાવણી છે. એ વિના નિમાડ ને મંડળેશ્વર નર્મદાને કાંઠે છે.

**ભોપાળના રાજ્યમાં**—ભોપાળ એ રાજધાની, તેમાં મુસલમાની બેગમ રાજ્ય કરેછે. રાયસેનનો કિલ્લો એ રાજ્યમાં છે. એ વિના શીહુર વગેરે.

**નાનાં રાજ્યોમાં**—દેવાસ, રતલામ, (ત્યાંનું અફીણ વખણાય છે), ધારા (એ ભોજરાજાની રાજધાની હતી). જાવડા, જાંબુઆ અને અલીરાયપુર વગેરે.

**પેદાસ**—ઘઉં, તમાકુ, અફીણ, શેરડી, રૂ, ને બીજું અનાજ.

## ૨. બુંદેલખંડ ને રેવા.

**નદીઓ**—બેટવા ને સોન. **પર્વત**—કૈમુરના ડુંગર.

**હકિકત**—રેવાનું દેશી રાજ્ય મોટું છે, તેમાં વાઘેલા રજપૂતનું રાજ્ય છે. બુંદેલખંડમાં તેહેરી (અર્ચા), પન્ના, છત્તરપુર વગેરે ૩૮ રાજ્યો છે. પન્નામાં હીરાની ખાણો છે. **નીકાશ**—હીરા ને રત્ન.

**શેહેરો**—રેવા, પન્ના, તેહરી, છત્તરપુર અને કલિંજર વગેરે છે.

# ૭. રજપૂત સંસ્થાનો.

**સિમા**—એ મોટો ચોરસ મુલક છે. ઉત્તરે સતલજ નદી; દક્ષિણે ગુજરાત; પશ્ચિમે સિંધ; ને પૂર્વે આગ્રા, ગ્વાલીઅર ને ઇંદોર છે.

**મુખ્ય સંસ્થાન**—૧૮ છે, તે નીચે પ્રમાણે.—

**રજપૂતનાં**—૧ મેવાડ (ઉદેપુર), ૨ મારવાડ (જોધપુર), ૩ જેપુર, ૪ બુંદી, ૫ વિકાનેર, ૬ કોટા, ૭ કીરોલી, ૮ કીશનગઢ, ૯ જેસલમીર, ૧૦ અલવડ, ૧૧ શિરોહી, ૧૨ ડુંગરપુર, ૧૩ વાંસવાડા, ૧૪ પ્રતાપગઢ, અને ૧૫ ઝાલાવાડ (ઝાલરાપટ્ટણ) છે.

**જાટનાં**—૧૬. બરતપુર ને ૧૭. ધોળપુર.

**મુસલમાની**—૧૮ ટોંક.

**શેહેરો**—ઉદેપુર એ ઉદયસિંહે વસાવ્યું, ત્યાંના મહારાણા સૌથી ઉંચ કૂળના—રામના વંશના છે, તે સિસોદીયા રજપૂત છે. જોધપુર ત્યાંના આરસપથરા ને ઉંટ વખણાયછે. જેપુર એ ભરતખંડમાં સૌથી સુંદર શેહેર છે; તે શેહેરની બાંધણી ને ચિત્ર વખણાયછે ને ત્યાં સોનું, રૂપું, તાંબુ, રત્નો વગેરે નીકળેછે. બીજાં શેહેર—સાંબર અને દીગ.

૪ શિરોહીમાં તલવારો સારી થાય છે. ૫ વિકાનેરની સાંઢણીઓ પ્રસિદ્ધ છે. એ વિના બુંદી, કોટા, કીરોલી, કીશનગઢ, જેસલમીર, અલવડ, ડુંગરપુર, ( ત્યાંની મુર્તિઓ સારી થાયછે. ) વાંસવાડા, પ્રતાપગઢ, ઝાલરાપટ્ટણ, ભરતપુર, ધોળપુર, ટોંક, ચિતુર, વાળોત્રા ( લુણીને કાંઠે ), નાગોર, પાલી, માંચેરી, શીકાવતી, અજમેર, નસીરાબાદ અને પુષ્કરજી વગેરે.

**નદીઓ**—સાબરમતી, મહી, લુણી, બનાસ, ચંબલ ને બેટવા.

**પર્વતો**—અરવલી ને આબુ.

**સરોવર**—સાંબર તે મોટું અને ખારૂં છે; ૨ ઢેબર તે મીઠું છે, તેમાંથી સાબરમતી વહેછે.

**જાત્રાનાં ઠેકાણાં**—આબુ ને પુષ્કરજી; પુષ્કરજીમાં બ્રહ્માનું દેરૂં છે.

**હકિકત**—શિરોહી પાસે આબુ ઉપર રેસીડેંટ રહેછે. મારવાડમાં ને વિકાનેરમાં મોટાં રણ છે. અજમેર ને મ્હેરવાડા એ ઇંગ્રેજના ખાલસા છે. નસીરાબાદમાં લશ્કરી છાવણી છે.

**પેદાશ**—રત્ન, સોનું, રૂપું, તાંબુ, આરસપહાણ, રૂ, શેરડી, તમાકુ, અને અફીણ વગેરે. ઉંટ અને બીજાં પશુને માટે મારવાડ ને વિકાનેર વિખ્યાત છે.

## ૮ પંજાબ ઇલાકો.

**સિમા**—પૂર્વે જમના નદી, વાયવ્યપ્રાંતો, ચીનાઈ ટિબેટ; પૂર્વેતાત્ત-

રી તથા કારાકોરમ પર્વત છે; ઉત્તરે હિંદુકુશ પર્વત અને પૂર્વે તાર્તરી; પશ્ચિમે હાલા, સુલેમાન ને હીંદુકુશ પર્વત; તથા દક્ષિણે રજપૂતસ્થાન છે.

**નદીઓ**—સિંધુ, ઝેલમ, ચીનાબ, રાવી, બીઆસ, સતલજ, જમના અને કાબુલ વગેરે.

**સરોવર**—બુલર તે કાસ્મિરમાં છે.

**પર્વતો**—કારાકોરમ, શિવાલિક, મીઠાના ડુંગરો ને સુલેમાન વગેરે.

**દેશીરાજ્યો**—કુલ દેશીરાજ્યો ૩૬ છે; તેમાં કાસ્મિર, ભાવલપુર ને પત્યાલા એ મુખ્ય છે, તેમનું વર્ણન નીચે આવશે.

**હવા ખાવાનાં ઠેકાણાં—સિમલા** ભરતખંડનો ગવર્નર જનરલ વરસના ઘણા મહિના ત્યાં રહેછે, ૨.

**ભાષા**—પંજાબી, ફારસી, ઉર્દુ અને પસ્તુ.

**ધર્મ**—હિંદુ, શીખ, મુસલમાની ને ખ્રીસ્ત.

**રાજધાની**—લાહોર તેમાં લેફ્ટેનન્ટ ગવર્નર સાહેબ રહેછે.

**પેદાસ**—ઘઉં, જવ, કઠોળ, તલ, દીવેલ, તમાકુ, અફીણ, બાજરી, મકાઈ, ડાંગર, રૂ, શેરડી, ચા, ફટકડી, સિંધવ, મડીઆ કંકર, ઉન અને કાશ્મિરી શાલ વગેરે.

**પ્રાંતો ને તેનાં શેહેરો**—પંજાબના કુદરતી ભાગ સાત છે, તેમાંના પાંચ દુઆબ છે. ૧. દામનપ્રાંત સુલેમાન ને સિંધુની વચ્ચેછે, તેમાં ડેરાઇસ્માલખાન, ડેરાગાજીખાન, મિટનકોટ, કાલાબાગ ને પેશાવર એ શેહેરો છે; ૨. સિંધસાગર દોઆબ, તે સિંધુ ને ઝેલમની વચ્ચે છે, એમાં અટક, રાવળપીંડી ને ઝેલમ શેહેરો છે; ૩. ઝેલમ અને ચિનાબની વચ્ચે જેચ (ચેજ) દોઆબ, તેમાં ગુજરાત ને ચીલીઅનવાલા ગામો; ૪. રેચનાદોઆબ, ચીનાબ અને રાવીની વચ્ચે છે, તેમાં રામનગર શેહેર છે; ૫. રાવી અને બીઆસની વચ્ચે બારી દોઆબ, તેમાં લાહોર એ રાજધાની રાવીને કાંઠે છે; અમૃતસર ને મુલતાન એ શેહેરોછે; ૬. બીઆસ અને સતલજની વચ્ચે જાલંદર દોઆબ, તે ઘણો રસાળ

છે, તેમાં જાલંદર ને લુધ્યાના શેહેરો છે; ૭ સતલજ અને જમનાની વચ્ચેનો મુલક તેમાં દિલ્હી, સિમલા, અંબાલા, હીસ્સાર, રોહતક, ફિરોજપુર ને પાણીપત વગેરે શેહેરો છે, દિલ્હી શેહેર જમનાને કાંઠેછે તે મુસલમાની વખતમાં ભરતખંડની રાજધાની હતું.

**મોટાં શેહેરો**—લાહોર; અમૃતસર –તેમાં શીખ ધર્મના ચલાવનાર નાનકની ગાદી છે, તેથી ત્યાં શીખલોકો જાત્રાએ જાય છે; મુલતાન, દિલ્હી, જાલંધર, અંબાલા, ફિરોજપુર અને લુધ્યાના વગેરે,

**હકિકત**—સિંધુ અને જમના વચ્ચે–ઝેલમ, બીઆ, રાવી, ચીનાબ અને સતલજ એ પાંચ નદીઓ આવેલી છે, તેથી એ પ્રાંતનું અસલ નામ **પંજાબ** પડયુંછે.

## देशी राज्यो.

### ૧. કાશ્મિર.

**નદીઓ**—સિંધુ અને ઝેલમ.

**પ્રાંતો ને શેહેરો**—ત્રણ મોટા પ્રાંત છે. ૧. કાશ્મિર, તેની રાજધાની શ્રીનગર ઝેલમને કાંઠે છે, તે આખા કાશ્મિર દેશની રાજધાની છે; ૨. લાડક તેમાં મુખ્ય શેહેર લેહ, સિંધુને કાંઠે; ૩, બળિસ્તાનમાં ઈસ્કાર્ડો તે પણ સિંધુને કાંઠે છે; એ વિના જમુ, ઈસલામાબાદ અને કાશ્મિર વગેરે શેહેરો છે.

પર્વત—હિમાલય, કારાકોરમ અને હિંદુકુશ.

**હિમાલયના રસ્તા**—પીરપાંજલ ને બારામૂલા.

**હકિકત**—એમાં રજપૂત રાજા રાજ કરે છે તેને મહારાજા કહેછે. પ્રથમ લાડકનો ભાગ ટિબેટને તાબે હતો. હાલ કાશ્મિરને તાબે છે. કાશ્મિરની શાલ ઘણી વખણાયછે.

### ૨. ભાવલપુર.

**હકિકત**—એમાં મુસલમાની નવાબનું રાજ્ય છે.

**શેહેરો**—બાવલપુર, ઉંચ ને અહમદપુર છે.

**૩. પત્યાલા** તથા બીજાં શીખ રાજ્યો—

**હકિકત**—શીખ રાજ્યમાં પત્યાલાનું રાજ્ય સૌથી મોટું છે. શીખલોકો નાનકશાહી ધર્મ પાળે છે, એ રાજ્યોમાં પત્યાલા, જીંદ, નભા, કપરથલા, ફરિદકોટ, મંડી, કળશીઆ ને સરહિંદ વગેરે રાજ્યો તથા શેહેરો છે. ચામ્બા ને બુશાહીર એ પહાડી દેશી રાજ્ય છે.

## ૯. વાયવ્ય પ્રાંતો.—(આગ્રા ઇલાકો.)

**સિમા**—એની પશ્ચિમમાં રજપૂતસ્થાન, જમના નદી અને પંજાબ પ્રાંત છે; પૂર્વે બહાર ને અયોધ્યા પ્રાંત; ઉત્તરે નેપાળ ને હિમાલય; તથા દક્ષિણમાં સાગર ને છોટાનાગપુર સુધી એની હદ છે અયોધ્યાની આસપાસ વાયવ્ય પ્રાંતો ફરી વળેલા છે.

**મોટા ભાગ**—મોટા સ્વભાવિક ભાગ ત્રણ છે ૧. હિમાલયમાં આવેલો પ્રદેશ, ૨. જમના અને ગંગાની ઉત્તરનો પ્રદેશ, ને ૩. જમનાની દક્ષિણનો પ્રદેશ.

**પ્રાંતો**—કમાઉન, ગઢવાલ, એ પેહેલા ભાગમાં છે; દોઆબ (ગંગા જમના વચ્ચેનો), રોહિલખંડ, આગ્રા, દિલ્લી, અલાહબાદ, એ પ્રાંતો બીજા ભાગમાં છે.

**પર્વતો**—હિમાલય અને શિવાલીક.

**નદીઓ**—ગંગા; એ વિના જમના, રામગંગા, ગોમતી, ગોગરા, સોન અને ગંડકી, એ બધી નદીઓ ગંગાને મળે છે.

**દેશીરાજ્ય**—કાશીના રાજાને તાબે કેટલાંક ગામો છે, તે વિના રામપુરમાં મુસલમાની નવાબનું, ને તેહેરી (ગઢવાલમાં છે,) ત્યાં રજપૂત રાજાનું રાજ્ય છે.

**શેહેરો**—દિલ્હી, મથુરા, આગ્રા, કાલ્પી, ઇટાવા, અલાહબાદ, અનુપ, ફતેહગઢ, કાનપુર, મીરજાપુર, કાશી, ગાજીપુર, કનોજ, બદ્રિ-

નાથ, શ્રીનગર, અલમોડા, બરેલી, શાહજહાનપુર, હરદ્વાર, મીરત, કેદારનાથ, પાણિપત, કર્નાલ, મુરાદાબાદ, મુજફ્ફરનગર, શાહારાનપુર, ફરૂકાબાદ, ગોરખપુર, ચુનાર, બકસાર વગેરે ઘણાં શેહેરો છે. અલાહબાદ એ આખા ઈલાકાની રાજધાની છે, તેમાં લેફ્ટેનન્ટ ગવર્નર સાહેબ રહેછે. આગ્રા એ જૂની રાજધાનીછે. મુસલમાની રાજ્યમાં દિલ્હી ને આગ્રા એ વારાફરતી આખા ભરતખંડની રાજધાની હતી.

**જાત્રાનાં સ્થળો**—મથુરાં, એમાં કૃષ્ણનો જન્મ થયો હતો. ગોકુળ, આગ્રા, અલાહબાદ (પ્રયાગ એ ગંગા જમનાના સંગમ ઉપર છે,) કાશી (બનારસ), બદ્રિનાથ, કેદારનાથ અને પાણીપત (કુરૂક્ષેત્ર).

**હકિકત**—પેહેલાં જેને આગ્રા ઈલાકો કહેતા તેને હાલ વાયવ્ય પ્રાંતો કહેછે; વળી હમણાં અયોધ્યા પ્રાંત પણ એમાં ભેળવી દીધો છે.

**પેદાસ**—હિમાલયના પ્રદેશમાં ચા થાયછે, તે આખી દુનિયામાં વખણાયછે. વળી ત્યાં લોઢાની ખાણો છે. સાગ, વાંસ, મહુડાં, આંબા, ઘઉં, જવ, જુવાર, બાજરી, ડાંગર, તલ, દીવેલ, રૂ, લાખ, સુરોખાર, તાંબાપીતળનાં વાસણ અને દેશી કાપડ વગેરે.

## ૧૦ અયોધ્યા પ્રાંત.

**હકિકત**—હાલ સુધી એ જૂદો ભાગ ગણાતો, પણ હમણાં આ પ્રાંતને વાયવ્ય પ્રાંતો સાથે ભેળવી દીધો છે. આ પ્રાંતમાં પ્રથમ નવાબનું રાજ હતું. ૧૮૫૬ માં તે ઇંગ્રેજે લીધું. છેલા નવાબને ૧૨ લાખ રૂપિઆનું વરસાસન મળતું હતું.

**નદીઓ**—૧. ગોગરા (સરયુ,) ૨. રાપતી એ ગોગરાને મળે છે. રામગંગા, સઇ અને ગોમતી વગેરે.

**મોટા પ્રાંતો**—૪ છે. ૧. ફૈઝાબાદ અને ૨. સીતાપુર, એ ઉત્તરે; તથા ૩. લખનોર અને ૪. રાયબરેલી એ દક્ષિણમાં છે.

**શેહેરો**—લખનોર, એ રાજધાની ગોમતી નદીને કાંઠે, તેમાં

ચીફ કમીશ્નર સાહેબ રહે છે. અયોધ્યા એ સરયુ (ગોગરા) ને કાંઠે છે, તેમાં રામચંદ્રજીની રાજધાની હતી; જુવાનપુર, સીતાપુર, રામબરેલી અને ફૈઝાબાદ વગેરે છે.

**પેદાસ**—ઘઊં વગેરે ધાન્ય, ખાંડ, તલ, દીવેલ, ચોખા, તમાકુ, રૂ, અફીણ, ગળી, દેશી કાપડ અને મડીઆ કંકર વગેરે.

## ૧૧ બંગાળા ઈલાકો.

**સિમા**—ઉત્તરે નેપાળ, સિક્કિમ અને આસામ પ્રાંત; પૂર્વે મણિપુર, બ્રહ્મદેશ તથા બીજો પહાડી મૂલક, આરાકાનના ડુંગરો અને નાફ નદી છે; દક્ષિણે બંગાળાનો ઉપસાગર અને મદ્રાસ ઇલાકો; તથા પશ્ચિમે મધ્યપ્રાંતો, રેવા અને વાયવ્ય પ્રાંતો છે.

**પર્વત**—હિમાલય, રાજમહાલના ડુંગર; છોટાનાગપુર અને ઓઢિઆના પહાડ.

**નદીઓ**—૧. ગંગા ૨. ગોગરા, ૩. સોન. ૪. ગંડકી, ૫. કોશીકી, ૬. ભાગિરથી (એ ગંગાનો ફાંટોછે, તેનું બીજું નામ હુગલી છે,) ૭ બ્રહ્મપુત્રા, ૮. દામોદ્રા, ૯. સુરમા, ૧૦. ટીપરા, ૧૧. મહા નદી, ૧૨. રૂપનારાયણ, ૧૩. વૈતરણી, ૧૪. સુવર્ણરેખા અને ૧૫. બ્રાહ્મણી. ગંગા ને બ્રહ્મપુત્રા વચ્ચે ત્રિકોણ પ્રદેશ થાય છે તેને “સુંદરીવન” કહેછે.

**બંદરો**—કલકત્તા, મતલાહ, ચિતાગોંગ (ચિતગામ) ને કટક.

**જાત્રાનાં ઠેકાણાં**—જગન્નાથપુરી ને ગયા.

**દેશીરાજ્ય**—૧. સિક્કિમ, ૨. કુચબિહાર, ૩. ટીપરા, ૪. દરભંગા, ૫. મણીપુર ને ૬. લુશાઈ વગેરે.

સિક્કિમની રાજધાની દાર્જીલીંગ, તે હવા ખાવાનું ઠેકાણું છે.

**રાજ્યવિભાગ**—એમાં ૧. શુદ્ધ બંગાળા, ૨. બહાર, ઓરિસા (ઓઢીયા) અને છોટાનાગપુર એ પ્રાંતો તથા બીજાં દેશી રાજ્યો છે.

**ભાષા**—બંગાળી, હીંદિ અને ઉર્દુ.

**રાજધાની**—આખા ઇલાકાની રાજધાની કલકત્તા, તે આખા ભરતખંડની પણ રાજધાની છે, તેમાં લેફ્ટેનન્ટ ગવર્નર સાહેબ તથા ગવર્નર જનરલ સાહેબ રહેછે. મુર્શીદાબાદ એ આગળ રાજધાની હતું.

**ફ્રેંચનાં થાણાં**—ચંદ્રનગર.

**અખાત**—બંગાળાનું ને બાલાસોરનું.

**સરોવર**—ચિલકા વગેરે.

**મોટાં શેહેરો**—કલકત્તા, પટણા, મુર્શીદાબાદ, ઢાકા, કટક, કાંચી.

**પેદાસ**—ભરતખંડમાં આ ઇલાકો સૌથી વિશાળ ને રસાળ છે. સ્લેટ, લોઢું, તાંબુ અને રાણીગંજ વગેરે સ્થળોમાં કોયલાની ખાણો છે. એ ઇલાકામાં નારંગી, ચોખા, અફીણ, ચા, ખાંડ, રેશમ, રબર, શણ, ગળી, રેશમી તથા સૂતરાઊ કાપડ અને મલમલ વગેરેની પેદાશ છે.

**હકિકત**—બંગાળામાં આગળ નવાબનું રાજ હતું.

## ૧ શુદ્ધ બંગાળા.

**નદીઓ**—ગંગા, ટીપરા, બ્રહ્મપુત્રા, હુગલી ને રૂપનારાયણ.

**શેહેરો**—કલકત્તા એ રાજધાની હુગલીને કાંઠે છે, મુર્શીદાબાદ એ આગળ નવાબોની રાજધાની હતું; ઢાકા બ્રહ્મપુત્રાને કાંઠે; રાણીગંજમાં કોયલાની ખાણો છે; એ વિના હીરા, રાજમહાલ, બર્દ્વાન, શ્રીરામપુર, કૃષ્ણનગર, ચંદ્રનગર (ફ્રેંચનું), ચિન્સુરા, હુગલી, મેદનીપુર, ટીપરા, પ્લાસી, બનકુરા અને કાસીમબજાર વગેરે.

## ૨ બહાર પ્રાંત.

**નદીઓ**—ગંગા, શોન, ગંડકી, કૌશકી ને ગોગરા.

**શેહેરો**—પટણા (મૂળ નામ પાટલીપુત્ર તે ચંદ્રગુપ્તની રાજધાની હતું) તેમાં અફીણ ને રેશમી કાપડ સારૂં થાય છે. મોંગીર, ભાગલપુર, દીનાપુર, બહાર, ગયા, ટીપરા ને દરભંગા વગેરે.

**જાત્રાનું ઠેકાણું**—ગયા.

### ૩ ઓઢીઆ પ્રાંત.

**શેહેરો**—કટક, બાલાસોર, અને ૩. **જગન્નાથ** એ મોટું યાત્રાનું ઠેકાણું છે.

**નદીઓ**—મહા, બ્રાહ્મણી, વૈતરણી ને સુવર્ણરેખા.

**પેદાસ**—ઓઢીઆમાં લોઢાની ખાણો છે.

### ૪ છોટાનાગપુર.

**હકિકત**—એ ઘણો પહાડી પ્રદેશ છે.

**શેહેરો**—કાંચી ને લોહર્દગા વગેરે.

## ૧૨ આસામ પ્રાંત.

(૧૮૨૪ માં બ્રહ્મદેશ પાસેથી લીધો.)

**નદીઓ**—બ્રહ્મપુત્રા.

**પર્વત**—ખાસ્યા, જીંટીયા, ગારો અને નાગ વગેરે.

**શેહેરો**—ગૌહતી એ રાજધાની તેમાં ચીફ કમીશ્નર રહેછે. એ વિના તેજપુર, નવાગામ, કાચાર, રંગપુર, સીલહટ, દરંગ, ગોવાલપરા, રંગમતી, જંટીયા અને ચેરાપુંજી વગેરે.

**પેદાસ**—કોયલા, ચા, લોઢું, ચુનો, રૂ, રબર, રેશમ વગેરે. આસામની ભેંસો બહુ વખણાયછે.

એમાં ખાસ્યાનું દેશી રાજ્ય છે, તેમાં **ચેરાપુંજી** નામની જગ્યેપર ૫૨૩ ઇંચિ વરસાદ પડે છે!! દુનિઆના બીજા કોઇ પણ ભાગ ઉપર એટલો વરસાદ વરસતો નથી.

## ૧૩. બ્રહ્મદેશ.

આ દેશને હિંદુસ્તાનનો એક ઈલાકો બનાવ્યો છે, અને ચીફ કમીશ્નરથી તેનો તમામ રાજ્ય વહિવટ ચાલે છે.

આ દેશના આસામ, આરાકાન અને તેનાસરીમ પ્રાંત ૧૮૨૪ માં, અને પેગુ પ્રાંત ૧૮૫૨ માં ઇંગ્રેજ સરકારે જીતી લીધા;

બાકીનો બ્રહ્મદેશ ઇંગ્રેજ સરકારે સને ૧૮૮૫માં જીતી લેઈ બીજે વરસે ખાલસા કરી હિંદુસ્તાન સાથે જોડી દીધો છે અને ત્યાંના રાજા થીબાને પદભ્રષ્ટ કરી રત્નાગિરીમાં રાજકેદી તરીકે રાખવામાં આવ્યો છે.

**હદ**—ઉત્તરે આસામ ને ચીન; પૂર્વે શિયામ ને શાન મુલક; દક્ષિણે શિયામ ને બંગાળાનો ઉપસાગર, અને પશ્ચિમે બંગાળા ને બંગાળાનો ઉપસાગર.

**ભાગ**—ઉપલો બ્રહ્મદેશ અને નીચલો બ્રહ્મદેશ.

**નદી**—ઇરાવતી, સીતાંગ, સાલ્વીન ને તેનાસરીમ વગેરે.

**બેટ**—રામરી, ચેદુબા અને મરગ્વી બેટનું ટોળું.

**અખાત**—માર્ટાબાન. **પર્વત**—બ્લુ, યોમા, પતકોઈ. રવેદંગી.

**ભૂશિર**—કેપનીગ્રીસ.

**બંદર**—અક્યાબ, ક્યુકફ્યુ (રામરી બેટમાં), સંદોવે, ડલહુસી, રંગુન, સીતાંગ, માર્તાબાન, મુલમૈન, આમહર્સ્ટ, ટાવોય અને તેનાસરીમ.

**શેહેરો—માંડલે** એ રાજધાની ઈરાવતીને કાંઠે છે; માકસોબા, આવા ને અમરપુર એ અગાઉની રાજધાની; એ વિના રંગુન, આરાકાન, તેનાસરીમ, પેગુ, પ્રોમ; ભામો, તૌંગુ, હેનજાદા, સ્તતાંગ, મૈગ્યાન, બાસીન અને થીએત્મા વગેરે શેહેરો છે.

**નીપજ**—લોઢાની કાચી ધાતુ, માણેક, નીલમ, ચોખા, રેશમ, સાગ, મીઠું, ગુંદર અને ચામડા વગેરે.

**વિશેષ હકિકત**—ઈરાવતી નદીમાં ભામો સુધી આગબોટ અને વહાણો જઈ શકે છે. એ નદીના પૂરથી આખો દેશ ફળદ્રુપ થાય છે. ચોખાની નીપજ ઘણી છે. હાલમાં કેટલીક ધાતુની ખાણો ખોદાવા લાગી છે. જંગલો ઘણાં છે. જમીન બીનાશ વાળી છે.

# ૧૪. સ્વતંત્ર પહાડી રાજ્યો.

## ૧. નેપાળ.

**પર્વત**—હિમાલય. એ આખો દેશ પહાડી છે.

**શિખરો**—એવરેસ્ટ (ગૌરીશંકર), ધવલગિરિ વગેરે હિમાલયનાં શિખરો એમાં આવેલાંછે.

**નદી**—ગોગરા, સરયુ, કુશી ને ગંડકી.

**સરોવર**—રાવણહ્રદ. **ધર્મ**—બૌધ્ધનો.

**શેહેરો**—ખટમંડુ એ રાજધાની છે; મકવાનપુર, જમુલા, પાલપા, ગુરખા અને જનકપુર વગેરે.

**હકિકત**—ત્યાંના લોકોને ગુરખા કહે છે. પેહેલાં એ દેશ ચીનને તાબે હતો. હાલ સ્વતંત્ર છે. હવા સારી છે. ઇમારતી લાકડું ઘણું થાયછે.

## ૨. ભૂતાન.

**શેહેરો**—ટચાસીટચુડન એ રાજધાની છે.

**પર્વત**—હિમાલય આખો દેશ પહાડી છે.

**હકિકત**—એ દેશમાં તાતાર જાતના લોકોનું રાજ છે. તેઓ બૌદ્ધ ધર્મ પાળેછે. ત્યાંના અમીરો (સરદારો) નું રાજ છે, તે સ્વતંત્ર છે.

## ૩. નાનાં રાજ્યો.

એમાં મણિપુરનું દેશી રાજ્ય મોટું ને સારૂં છે. મુખ્ય શેહેર **મણીપુર** છે. બીજાં નાનાં રાજ્યો ઘણાં છે.

# ૧૫. પોર્ટુગીઝ ને ફ્રેંચ લોકોનાં સંસ્થાનો.

**પોર્ટુગાલ**—દીવ, દમણ ને ગોવા, એ મુંબઇ ઇલાકામાં છે. એની રાજધાની ગોવા છે, ત્યાં ગવર્નર જનરલ રહેછે.

**ફ્રેંચનાં થાણાં**—૧. યાનાન, ૨. પોંદીશરી, ૩. માહી, ને ૪. કારિકલ એ બધાં મદ્રાસ ઇલાકામાં છે. ૫ ચંદ્રનગર એ બંગાળામાં છે. એ બધામાં મુખ્ય રાજધાની પોંદિશરી છે, ત્યાં તેનો ગવર્નર રહે છે.

## જમીનના ભાગની વ્યાખ્યાઓ.

૧ જમીનના મોટા ભાગ, જેમાં ઘણ: દેશો આવેલા હોય તેને ખંડ કહે છે. ૨. ચોમેર પાણીથી વીંટાએલા જમીનના ભાગને **દ્વિપ, બેટ કે ટાપુ** કહે છે. ૩. જમીનના જે ભાગની ત્રણ બાજુએ પાણી, અને એક બાજુએ જમીન આવેલી હોય તેનું નામ **દ્વિપકલ્પ.**

૪ જે સાંકડો જમીનનો ભાગ જમીનના બે મોટા ભાગને સાંધે છે, તેને **સંયોગીભૂમી** કહેછે.

૫ જમીનની જે અણી લાંબી થઇને સમુદ્રમાં ગયેલી હોય, તેને **ભૂશિર, ભુશલ્લાકા, કેપ, હેડ, અથવા બિંદુ** કહેછે.

૬ જમીનના થોડા ઉંચા ભાગને **ડુંગર**, વધારે ઊંચા ભાગને **પર્વત**, અને તળીએથી સંધાએલા ડુંગરાને **હાર** કહે છે: અને નીચી ટેકરીઓને **ધાર** કહેછે.

૭ પહાડોની વચમાં આવેલા નીચા ભાગને **ખીણ** કહેછે.

૮ સપાટ જમીનના વિશાળ પ્રદેશને **મેદાન** કહેછે.

૯ પહાડોપર આવેલા ઊંચા મુલકને **ઉચ્ચપ્રદેશ** કહેછે.

૧૦ જે ઊંચી જગાપરથી જૂદી જૂદી દિશાઓમાં પાણી વહે છે તે ઠેકાણાને **જળાશય, જળવિક્ષેપ, પ્રદેશ** કહેછે.

## પાણીના ભાગની વ્યાખ્યાઓ.

૧ ખારા પાણીના મોટા ભાગને **મહાસાગર** કહેછે.

૨ ખારા પાણીનો જે ભાગ, મહાસાગર કરતાં નાનો હોય તેને **સાગર કે સમુદ્ર** કહેછે.

૩ સમુદ્રનો જે ફાંટો લાંબો થઈને જમીનમાં પેઠેલો હોય તેને **અખાત** કહેછે.

૪ પહોળા મોઢાના અખાતને **ઉપસાગર** કહેછે.

૫ પાણીના બે મોટા ભાગને પાણીનો નાનો ભાગ સાંધે,

તેને **સામુદ્રધુની** કહેછે.

૬ ચોતરફ જમીનથી વીંટાએલા પાણીના મોટા ભાગને **સરોવર** ને નાના ભાગને **તળાવ** કહેછે.

૭ મીઠા પાણીનો જે પ્રવાહ પર્વતમાંથી કે સરોવરમાંથી નીકળી ઢળતી જગામાં થઈને સમુદ્રને મળે છે તેને **નદી** કહેછે, ને મોટી નદીને **નદ** કહેછે.

૮ નદી જ્યાંથી નીકળે તે ઠેકાણાને તેનું **મૂળ** ને મળે તે ઠેકાણાને તેનું **મૂખ** કહેછે.

૯ જે જગાએ નાની નદી મોટી નદીને મળે છે, તેને **સંગમ** કહેછે.

૧૦ સમુદ્રનું પાણી વારાફરતી ચડે છે તેને **ભરતી**; ને ઉતરે છે તેને **ઓટ** કહેછે.

૧૧ સમુદ્રને મળતાં પહેલાં ભરતીનું પાણી માંહે આવે એવું જે નદીનું મૂખ પહોળું હોયછે તેને **ખાડી** કહેછે.

૧૨ એક દિશાથી બીજી દિશામાં નદીનું જે વહેવું તેને **નદીક્રમ** કહેછે.



## નીચેનું શું છે, તે કહો અને તે જગ્યો નકશામાં બતાવો ?

**अ** અરવલી, અમદાવાદ, અહમદનગર, અમૃતસર, અમરપુર, અયોધ્યા, અકયાબ, અલમોડા, અટક, અલ્લાહાબાદ, અંબાલા, અર્કાટ, અલીગઢ, અજમેર, અકોલા, અધ્વની, અલીવાલ, અકલકોટ. ( **आ** ) આસામ, આબુ, આમહર્સ્ટ, આવા, આન્દેમાન, આરાકાન, આગ્રા, આશીરગઢ. (**इ**) ઈંદોર, ઈટાવા, ઈરાવતી, ઈસ્લામાબાદ, ઈસ્માલખાન, ઇલીચપુર, ઈલોરા. ( **उ** ) ઉદેપુર, ઉમરાવતી, ઉમરકોટ, ઉત્તકમંદ, ઉંચ. (**ए**) એવરેસ્ટ. (**ओ**) ઓઢીઆ. ( **औ** )ઔરંગાબાદ, ઔદ.

( क ) કારાકોરમ, કાશ્મિર, કૈમૂર, કાંચનગંગા, કરાંચી, કલકત્તા, કચ્છ, કન્હાડ, કાનપોર, કરંજે, કોલર, કાંચી, કાનાનૂર, કાલીકોટ, કાંજેવરમ, કોઇમ્બતુર, કાવેરી, કોકોનાદા, કારીકલ, કન્યાકુમારી, કારવાડ, કુશી, કુચબીહાર, કેદારનાથ, કલ્બુર્ગ, કોટા, કવેટા, કીરોલી, કૃષ્ણા, કારોમાંડલ, કાશી, કોરીંગા, કનોજ. ( ख ) ખટમંડુ, ખૈરપુર, ખીલાત, ખૈબરઘાટ, ખંબાત, ખાસ્યા, ખંડવા, ખંડાળે. ( ग ) ગીરનાર, ગંગા, ગાજીપુર, ગોમતી, ગુમસુર, ગોધરા. ગોવળકોંડા, ગોવળપારા, ગોવા, ગંદકી, ગુરખા, ગૌહતી, ગયા, ગોદાવરી, ગંતુર, ગંજામ, ગ્વાલીઅર, ગોરખપુર. ( घ ) ઘોઘરા. ઘોઘા, ( च ) ચમલારી, ચંબલ, ચીલકા, ચંદ્રનગર, ચેદુબા, ચેરાપુંજી, ચીતાગોંગ, ચેંગલપટ, ચીલકા, ચુનાર. ( छ ) છતરપુર, છોટાનાગપુર, છતીસગઢ. ( ज ) જગતપોઈંટ, જગન્નાથ, જેકબાબાદ, જમલા, જમના, જબલપુર, જેપુર, જાવડા, જાફરાબાદ, જુનાગઢ, જંજીરા, જેસલમીર. ( झ ) ઝેલમ, ઝાલરાપટણ. ઝાંસી, ઝાલાવાડ, ઝીંદ. ( ट ) ટાવોય, ટચાસીટચુડન, ટીપરા. ( ठ ) ઠઠ્ઠા, ( ड ) ડલહુસી, ડીંડીંગાલ, ડેરાગાજીખાન, ડીસા, ડેરાઇસ્માલખાન. ( ढ ) ઢેબર, ઢાઢર, ઢાકા. ( त ) તેલંગણ, તુમલુક, તેનાસરીમ, તેજપુર. ત્રિવાન્દ્રમ, તુંગભદ્રા, તુતુકુંડી, ત્રાંકવીબાર, તાપી, તીનીવલ્લી. ( थ ) થાણા, થરપારકર, ( द ) દંદરહેડ, દીવ, દીનાજપુર, દમણગંગા, દિલ્લી, દમોહ, દમણ, દરભંગા, દરંગ, દાર્જીલીંગ, દામોદ્રા, દામન. ( ध ) ધવલગીરી, ધાર, ધરમપુર, ધોલપુર, ધુળીઆ, ધંધુકા. ધારવાડ ( न ) નર્મદા, નાશીક, નીલગીરી, નાગપુર, નાગ, નીગ્રીસ, નૈનીતાલ, નશીરાબાદ, નેગાપટણ, નાંદેડ, નેલુર, નવાનગર, નીમચ, નિર્મળ. ( प ) પંજાબ, પબ, પ્રાણહિતા, પોઇંટદીગાલ, પૈનગંગા, પોંદીચેરી, પતકોઇ, પેશાવર, પીરપાંજલ, પટણા, પાણીપત, પેગુ, પત્યાલા, પ્રતાપગઢ, પૈઠણ પુદુકોટા, પોર્ટોનોવા, પાક, પેથાપુર, પ્રોમ, પ્રયાગ. ( फ ) ફતેપુર, ફૈ-

નાબાદ, ફરૂકાબાદ, ફરીદકોટ, ફલટન, ( ब ) બ્રહ્મદેશ, બંગાળા, બ્ર
હ્મપુત્રા, બળેશ્વર, બોલારમ, બાટીકોલા, બહાર, બાલાસોર, બ્રાહ્મણી,
બરેલી, બનારસ, બારામૂળા, બેદર, બેટવા, બેંગલોર, બેલગામ, બુંદી,
બરાકપુર, બરદ્વાન, બેદનુર. ( भ ) ભરતપુર, ભીમા, ભરૂચ, ભાવલપુર,
ભાગલપુર, ભોપાલ, ભુજ, ભાવનગર, ભેલસા, ભાગીરથી, ( म )માંજ,
માહીમ, મહા, મહી, મુલતાન, મુંબાઈ, મહાબળેશ્વર, મનાર, મલાકા, મૈ-
મનસીંગ, માંડલે, મદુરા, મંચર, મકવાનપુર, મૃગ્ની, માંટીઆન, મેદ
નીપુર, મથુરા, મુજફ્ફરનગર, મરી, મીરત, મોરાર, મેંગલુર, મુશી, મં-
કોરા, મછલીપટણ, મુર્શીદાબાદ, મલપ્રભા. ( य ) યાનાન, યમુના. ( र )
રેવા, રતનપુર, રાવી, રાવણહ્રદ, રામરી, રાપતી, રંગુન, રત્નાગીરી,
રામેશ્વર, રાવળપીંડી, રતલામ, રાજમહેંદ્રી, રાજમાલ, રાજાપુર, રાયગઢ.
( ल ) લંકા, લોહર્દગા, લલીતપુર, લક્ષદ્વીપ, લાડક, લુશાઈ, લસ્કર, લૂણી
લાહોર, લૂનાર, લાડખાના. ( व ) વિંધ્યાચળ, વુલર, વૈતરણી, વીકાનેર
વાંદેવાશ, વીશાગપટણ, વીમલીપટણ, વેરાવળ, વિજયનગર, વીજાપુર
વાઇનગંગા, વસાઇ, વિજયદુર્ગ, વરાડ. ( श ) શિવાલીક, શિરંગપટણ
શ્રીરામપુર, શાહરણપુર, શિકારપુર, શિરોટી, શ્રીકાકોલમ, શ્રીનગર, શા-
હજહાનપુર. ( स ) સિંધ, સાતપૂડો, સંહ્યાદ્રિ, સાંબર, સરયુ, સીતાંગ,
સ્વેદંગી, સિમલા, સતલજ, સિદ્ધપુર, સતારા, સંબલપુર, સિહુર, સા-
ગર, સોલાપુર, સાબરમતી, સિંધુ, સોઓઓન, સ્થાનેશ્વર, સાલ્વીન,
સાવંતવાડી. ( ह ) હિંદુકુશ, હિમાલય, હાલા, હીંગણઘાટ, હુગલી, હ-
રીદ્વાર, હીસ્સાર, હુસંગાબાદ, હરીહરપુર, હૈદ્રાબાદ, હાનોવર, હોરા,
હજારીબાગ. ( क्ष ) ક્ષિપ્રા.



## પિંગળનો સાર.

એની છૂટક કિંમતનો અર્ધો આનો, પણ સોળ કરતાં વધારે પ્રતો રાખો તો પૈસે પૈસે એકેકી પ્રત પામશો.

**પુરૂષોત્તમ કાહાનજી ગાંધી, લીંબડી**—કાઠિયાવાડ.

---

## રૉયલ સ્કૂલ પ્રિમર અને રૉયલ રીડર નંબર ૧ લાના મિનિંગ.

દર નકલના પાંચ આના, પોસ્ટેજ મફત. એક રૂપિઆની ચાર પ્રત; પોસ્ટેજ માફ.

---

## રૉયલ રીડર નં. ૨ ના મિનિંગ.

દર નકલના પાંચ આના, પોસ્ટેજ માફ. એક રૂપિઆની રાખો તો ચાર પ્રત, પોસ્ટેજ માફ.

**પુરૂષોત્તમ કાહાનજી ગાંધી, લીંબડી**—કાઠિયાવાડ.

---